## સૌ. મોંઘીબાઇ, તે શા. વૃંદાવન દયાળનાં પત્ની ગ્રંથમાળા ફંડનો ઉપોદ્ઘાત

સદરહુ ટ્રસ્ટ ફંડ રૂ ૧૫૦૦) નું શેઠ વૃંદાવનદાસ દયાળે તેમના પત્ની સ્વ મોંઘીબાઈના સ્મારક અર્થે સોસાઇટીને આ ઉપયોગી પુસ્તકો રચાવવા સોંપ્યું છે, તેમાથી નીચેના પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે —

| | | |
|---|---|---|
| ૧ | ગૃહજીવનની સુંદરતા | ૦–૪–૦ |
| ૨ | સમાજસુધારાનું રેખાદર્શન | ૦–૮–૦ |

# ગ્રંથ સૂચી

| પુસ્તક | લેખક |
|---|---|
| ૧ મહેતાજી દુર્ગારામ મ છારામ ચરિત્ર | મહીપતરામ રૂ નીલકંઠ |
| ૨ કરસનદાસ ચરિત્ર | ” ” |
| ૩ નર્મગદ્ય | કવિ નર્મદાશંકર લાલશંકર |
| ૪ નર્મકવિતા | ” ” |
| ૫ ધર્મવિચાર | ” ” |
| ૬ મહારાજ લાયબલ કેસ | દી લખમીદાસ (પ્રકાશક) |
| ૭ ભોળાનાથ સારાભાઈનુ જીવન ચરિત્ર | કૃષ્ણરાવ ભો દીવેટિઆ |
| ૮ દલપત કાવ્ય | કવિ દલપતરામ |
| ૯ નવલગ્રંથાવલી ભા ૧—૨ | નવલરામ લક્ષ્મીરામ |
| ૧૦ નદશંકરનુ જીવન ચરિત્ર | વિનાયક નદશંકર |
| ૧૧ ભાષણો અને લેખો | અબાલાલ સાકરલાલ |
| ૧૨ સુદર્શન ગદ્યાવલી | મણિલાલ નભુભાઇ |
| ૧૩ શ્રીયુત ગોવર્ધનરામ | કાન્તિલાલ છ પંડ્યા |
| ૧૪ ગુર્જર સાક્ષર જ્યતિઓ | જીવનલાલ અમરશી મહેતા |

| | |
|---|---|
| ૧૫ વિધવા વિવાહ | લાલશંકર ઉમિયાશંકર |
| ૧૬ ૧૮ મી હિંદી સામાજીક પરિષદનો અહેવાલ | સંસાર સુધારા સમાજ (પ્રકાશક) |
| ૧૭ સૌરાષ્ટ્ર ચિંતામણી | વલ્લભદાસ પોપટભાઇ |
| ૧૮ સ્મરણ મુકર | નરસિંહરાવ ભોળાનાથ |
| ૧૯ સંસાર સુધારો | હરગોવિંદદાસ કાંટાવાળા |
| ૨૦ ગુજરાત વર્નાકયુલર સોસાઈટીનો ઇતિહાસ | હીરાલાલ ત્રિ. પારેખ |
| ૨૧ મહીપતરામ | ભાનુસુખરામ નિ. મહેતા |
| ૨૨ એક પુર્નલગ્નની કહાણી | માધવદાસ રઘનાથદાસ |
| ૨૩ મારી હકીકત | કવિ નર્મદાશંકર |

બુદ્ધિવર્ધક, જ્ઞાન પ્રસારક, વિજ્ઞાન વિલાસ, સ્ત્રીબોધ, સુદર્શન, વસંત, બુદ્ધિપ્રકાશ, જ્ઞાનસુધા, સમાલોચક વગેરે સામયિકોની ફાઇલો.

# આભારદર્શન

ગુજરાતના અનન્ય દેશહિતચિંતક અને પ્રજાસેવક સાક્ષરશ્રી સર રમણભાઈ મહીપતરામ નીલકંઠની સૂચનાથી આ પુસ્તક લખવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું હતું દુર્ભાગ્યે તેઓ સાહેબ હાલમાં આપણી વચ્ચે સદેહે બીરાજતા નથી, તેથી તેમના અમર આત્મા પ્રત્યે મારી અહેશાનની લાગણી હું આ સ્થળે વ્યક્ત કરૂં છું

વળી ગુજરાત સંસારસુધારા સમાજના મંત્રી અને આપણા પ્રાન્તના જાણીતા સમાજસેવક શ્રી ગટુલાલ ગોપીલાલ ધ્રુવે આ પુસ્તક છપાતાં પહેલાં વાંચી જઈ તેમાં ઉપયોગી સુધારાવધારા સૂચવ્યા હતા તે માટે હું તેમનો પણ ઋણી થયો છું

ન જ ત્રિવેદી

ભોગીલાલ પ્રાણવલ્લભદાસ, દુર્ગારામ મહેતાજી, કરસનદાસ મૂળજી અને નર્મદથી માંડીને આપણા પ્રાન્તની સંસ્કૃતિનો ઇતિહાસ આપણે પણ લખવા માંડવો જોઇએ. જન્મચરિત્રો, વર્તમાનપત્રો, નિબંધો, વ્યાખ્યાનો, ચર્ચાઓ આદિ જે જે સાધનો છે તેનો યથામતિ ઉપયોગ કરીને એક લેખક એક ચિત્ર દોરશે, તો તેમાંના મત અને હકીકતમાંના કેટલાક ભાગનાં ખંડન વા સમર્થન બીજા લેખકો કરશે, અને એ પ્રમાણે વિષય છણાતો જશે અને અત્યારે ખાનગી સંગ્રહોમાંજ પડેલાં સાધનો પ્રકટ થતાં આવશે.

બલવન્તરાય કલ્યાણરાય ઠાકોર

( છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્-ઇતિહાસ
વિભાગના અધ્યક્ષનુ ભાષણ. )

# ઉપોદ્ઘાત

આપણે સમાજ સુધારા વિષે વાત કરીએ છીએ ત્યારે જાણે ગુજરાતમા એકજ સમાજ હોય એમ માની લઇએ છીએ ખરૂ જોતા ગુજરાતમા એક બીજાથી ભિન્ન એવી અનેક સમાજો છે ગુજરાતની લગભગ એક કરોડની વસ્તીમાથી દર દશ હજારે ૮૭૪૫ હિંદુ, ૧૦૭૩ મુસલમાન, ૧૩૦ ખ્રિસ્તિ અને પર પાર્સી છે આ પ્રમાણે આચારવિચાર અને ધર્મથી ભિન્ન એવી ચાર સ્વતંત્ર સમાજો ગુજરાતમા વસે છે સામાજિક ઐક્યને માટે જે ભોજન, ભાષા, પોશાક અને વહેવારનુ ઐક્ય જોઇએ તેમાથી એક ભાષાનુ ઐક્ય તેમનામા લગભગ છે, એમ કહી શકાય ×

આપણા પ્રાતની વસ્તીનો મોટો ભાગ હિંદુ છે પણ તેમને યે એક સમાજ કહી શકાય તેમ નથી, કારણ એક, બીજાને અડકી પણ ન શકે એવા બે મોટા વિભાગોમા તે વહેચાયેલ છે હિંદુઓ બીજા ધર્મીઓને અડકી તો શકે છે, પણ પોતાના એક મોટા

×મુસલમાન બાળકો માટે જુદી ઉર્દુ શાળાઓ થવાથી આ ઐક્યને પણ ધક્કો પહોચવા લાગ્યો છે.

વિભાગની સાથે તેટલો પણ પરિચય રાખી શકતા નથી. એટલે ઢેડ, ભંગી, ગરોડા, ખાલપા, અને સિંધવા એ જાતોને હિંદુ સમાજ સાથે લગભગ કાંઇજ લેવાદેવા નથી. આ પ્રમાણે લગભગ ૧૦ ટકા વસ્તી બાદ જતાં બાકી જે હિંદુઓ રહ્યા તેના રાનીપરજ અને અને મેદાનીપરજ એવા ચોકખા ભાગ પાડી શકાય. ભીલ, ચોધરા, દુબળી, નાયકડા વગેરે મળી લગભગ દશ લાખ ઉપરાંત એટલે હિંદુઓના લગભગ ૧૨ ટકા જેટલી અસલ વતની કોમો ગુજરાતમાં વસે છે. તેઓ માત્ર ધર્મની બાબતમાં જ મેદાની હિંદુઓની સાથે કેટલુંક સામ્ય ધરાવે છે. તેમની સામાજિક પરિસ્થિતિ તદન જુદા પ્રકારની છે. બાળલગ્ન જેવા આપણી સમાજનો વિનાશ કરી નાખતા રિવાજો તેમનામાં નથી. તેઓ મોટી ઉંમરે અને પસંદગીથી પરણે છે. પણ તેમનામાં દારૂ, લગ્ન બંધનની શિથિલતા વગેરે આપણાથી જુદાજ પ્રકારના સમાજ સુધારણાના સવાલો છે. આ રાનીપરજ બાદ કરતા જે મેદાનીપરજ રહી, તેના ગ્નડપછેડી અને ઉજળિયાત કોમો એવા બે વિભાગો ગણીના છે. ગ્નડપછેડીમાં કોળી, વાઘરી, ભરવાડ, સથવારા, કણબી વગેરે સીમમાં કામ કરનાર અને લુહાર સુથાર, દરજી, હજામ વગેરે ગામમાં કામ કરતા કારીગર વર્ગ એમ બે જથા છે, તેમાં સૌથી મોટો વર્ગ કોળી છે. ચુંવાળિયા, પાટણવાડિયા, તળપદા, બાંટ વગેરે જુદી જુદી જાતના મળી ગુજરાતમાં લગભગ ૧૨ લાખ કોળી વસે છે અને તે હિંદુ વસ્તીનો લગભગ સાતમો ભાગ થવા જાય છે.

આ પ્રમાણે અંત્યજ, રાનીપરજ અને ગ્નડપછેડી એવા ત્રણ મોટા વિભાગો બાદ કરતાં જે બાકીનો ઉજ્ળીયાત કોમોનો હિંદુ સમાજ રહ્યો તેનેજ આપણે ગુજરાતી સમાજ માની લીધો છે. પુર્નલગ્ન, બાળલગ્ન, મરણુપરણુનાં વધારે પડતાં ખર્ચો, વગેરે જે સામાજિક પ્રશ્નો પર આપણા સુધારાવાળાઓ પોણોસો વર્ષથી

ભાષણો કરતા આવ્યા છે અને લેખો લખતા આવ્યા છે તે સર્વ પ્રશ્નો હિંદુ સમાજના પાંચમા ભાગની આ ઉજળીયાત કોમોના પક્ષો છે.

ગુજરાતનો પ્રથમ અને સૌથી વધારે અગત્યનો સામાજિક પ્રશ્ન જો કોઇ હોય તો તે ગુજરાતી સમાજને અસ્તિત્વમાં લાવવો તે છે. જ્યાસુધી ગુજરાતમા એક સમાજ જ નથી ત્યાસુધી તેમા સુધારો કરવાનો પ્રયત્ન જ કેવી રીતે કરી શકાય? અને જો ગુજરાતમાં એક સમાજ થશે તો પછી ઘણું કરીને તેને મહત્વના સમાજિક પ્રશ્નોનો નિર્ણય કરવાનું રહેશે જ નહી. તેના ઘણાખરા પ્રશ્નોનો નિવેડો આપોઆપજ થઈ ગયો હશે.

ગુજરાતની જુદી જુદી નાતજાતો અને ધર્મમા વહેંચાયેલ પ્રજાને એક સમાજનુ સ્વરૂપ આપવુ એ કેટલાકને કદાચ આ સમયે દુરાશા જેવું લાગશે, પણ તેનો જુનો ઇતિહાસ તપાસતા એમ માનવાનું કારણ રહેતુ નથી. મુસલમાનોએ ગુજરાતમા આવી ૧૫ મી સદીથી ગુજરાતની સમાજમા ઇસ્લામ દાખલ કરી જુદી સમાજ સ્થાપવા પ્રયત્ન કર્યો ત્યાસુધી, ગુજરાતમા બહારથી આવનાર સર્વ પરધર્મી અને પરદેશીઓને ગુજરાતી બ્રાહ્મણો અને ક્ષત્રીઓએ પણ પોતાની અંદર દાખલ કર્યા હતા. શરૂઆતમા મુસલમાનોને પણ આ પ્રમાણે હિંદુ સમાજે પોતાની અંદર ભેળવવા પ્રયત્ન કર્યો હતો.

ઈ. સ. ૧૧૭૮ માં શાહબુદ્દીન ઘોરીના લશ્કરનો મોટો ભાગ આબુની ખીણોમા સપડાઇ જઈ તાબે થયો ત્યારે ગુજરાતના રાજા બીજા મૂળરાજને (૧૧૭૭-૭૯) મુસલમાનોને હિંદુ બનાવવાની અસાધારણ તક મળી. "તારીખે સોરઠ"નો કર્તા લખે છે કે પકડાએલી અફગાન, તુર્ક અને મોગલ સ્ત્રીઓને હિંદુઓમા વહેંચી આપવામાં આવી હતી. પુરૂષોને ક્ષૌર કરાવી તેમાંથી જે ઉચ્ચ દરજ્જાના હતા

તેમને ચાવડા અને વાઘેના બનાવવામા આવ્યા અને હલકા દરજ્જાના સિપાઇઓને કોળી તથા ખાંટ સાથે ભેળવી દેવામા આવ્યા. આગળ જતાં જ્યારે વિજયી મુસલમાનોના ધર્મઝનુન સામે પોતાનુ અસ્તિત્વ ટકાવી રાખવુ મુશ્કેલ લાગ્યુ ત્યારે હિંદુસમાજના દ્વાર પરદેશી પરધર્મીઓ સાથે બંધ કરાવવામા આવ્યા, અને તેની અંદર પણ અનેક નાના નાના ફાટાઓ પડી ગયા, જેમ અણુહિલવાડનું મહારાજ્ય જઇ નાના નાના રજપૂત રાજ્યો થઈ ગયા

ગુજરાતમા જેમ હિંદુધર્મના અનેક સપ્રદાયો છે તે પ્રમાણે નાતો ભલે રહે, પણ તે નાતો વચ્ચે હાનમા જે પરસ્પર અસહકાર છે તે દૂર થવો જોઇએ પુત્ર સ્વામીનારાયણ સંપ્રદાયનો, પિતા વેદાતી અને માતા પુષ્ટીમાર્ગીય હોય એવા કુટુબો આપણામા હાલમા મળી આવશે તેમની વચ્ચે સપૂર્ણ સલાહ સપ હોય છે તેજ પ્રમાણે જેનો પિતા બ્રાહ્મણ, માતા વૈશ્ય અને પત્ની ક્ષત્રીય હોય એવા ગુજરાતી યુગનો આપણામા શા માટે ન હોઇ શકે? અનેક સપ્રદાયો હોવા છતા અને સપ્રદાય સદલવાની દરેકને સંપૂર્ણ છુટ હોવા છતા ગુજરાતમા એક સંપ્રદાય ઘટયો નથી અને હિન્દુ ધર્મનો નાશ થયો નથી તે જ પ્રમાણે જો જ્ઞાતિ પણ ધધા અને માન્યતા પર રાખવામા આવશે તો તેથી એકે જ્ઞાતિનો કે હિંદુ સમાજનો નાશ થશે નહી એ ચોક્કસ છે.

ગુજરાતના મુસલમાનોનો ઘણો મોટો ભાગ મૂળ હિંદુ હતો કડવા કણબીના મતીઆ, લુવાણાના ખોજા, ભાટિયાના મેમણ, રજપુતના મોલેસલામ બ્રાહ્મણના દાઉદી વ્હોરા એ પ્રમાણે જુદી જુદી હિંદુ નાતોમાથી અત્યારની મુસલમાન જમાતો થઇ છે આ સર્વમાથી પણ જેમને ગુજરાતી હિંદુસમાજમા ભળવુ હોય તે સર્વને તેમા દાખલ થવા માટે સપૂર્ણ સગવડ કરી આપવી જોઇએ અને

બીજા પણ સર્વ ગુજરાતીઓનો આ ગુજરાતી સમાજમા પ્રવેશ થઇ શકે તેવું તેનું ઉદાર સ્વરૂપ ઘડાવું જોઇએ.

આ મહાન સામાજિક સ્વપ્ન સિદ્ધ થવા માટે પ્રથમ જરૂરિયાત એટજ હિંદુસમાજની સ્થાપનાની છે. હાલમાં હિંદુસમાજ અનેક ફાંટાઓમાં વહેંચાયેલો છે, તે એક થાય, તો તેનામાં એવું બળ આવશે કે બીજી ભગિની સમાજો તેની સાથે ચોક્કસ ભળી જશે, અને અન્તે એક અને અભેદ્ય ગુજરાતી સમાજ થશે. એટલે આપણી પાસે હાલ તુરતને માટે એકજ વિરાટ સામાજિક પ્રશ્ન છે, અને તે ગુર્જર હિંદુસમાજનું નિર્માણ.



# અનુક્રમણિકા



---

Bliss was it in that dawn to be alive,
But to be young was very heaven.

—Wordsworth

ચાલો ભાઈઓ ક્ષેત્ર વિશાળા, ત્યાંહ આપણે જઈને,
મધુરો વાયુ અંગે લેતા, મનમાં રંગી થઈને,
ઉદયાચળથી કિરણ પસરતાં, તેની શોભા નિરખી,
ઈશનું ચિંતન કરીને રશ્મિ, પ્રસાદ ઈન્દ્રિએ હરખી,
સજ્જ સદ્ય થઈ, દૃઢ સંપ કરી, ધન સૈન્ય રચી ભુમિયે
જય રંગ મેરૂ હો, સુખ સંપાદવા હો.

—નર્મદાશંકર

# પ્રકરણ ૧ લું :

## આમુખ.

"સુધારો" શબ્દ તેના હાલના અર્થમાં ગુજરાતી ભાષામાં મુંબાઇના પારસીઓએ પ્રથમ વાપરેલો.[1] સંસાર સુધારાના અર્થમાં વાપરેલો આ "સુધારો" શબ્દ એક રીતે જોતાં બહુ સંકુચિત અર્થમાં વપરાયેલ છે. કારણ, તેમાં ગુજરાતમાં ખ્રિસ્તીઓએ કરેલી પતિત જાતિઓની સુધારણા, પીરાણા પંથના મુસલમાન સુધારકોની પ્રવૃત્તિ વગેરે વિષયોનો સમાવેશ થતો નથી. "સુધારો" શબ્દ ખાસ કરીને ગુજરાતના હિંદુઓમાં થયેલ સંસાર સુધારાની પ્રવૃત્તિ માટે રૂઢ થઈ ગયો છે. ગુજરાતમાં વસ્તીનો ઘણો મોટો ભાગ હિંદુઓનો છે. અને તેમના સંસારમાં સુધારવા લાયક પણ ઘણું હતું અને છે, તેથી ગુજરાતમાં સંસાર સુધારાનો ઇતિહાસ એટલે ગુજરાતી હિંદુઓના સંસાર સુધારાનો ઇતિહાસ એમ થઈ ગયું. પારસીઓમાં પણ હિંદુઓના જેવાજ બાળલગ્ન,[2] સ્ત્રીઓમાં લાજ કાઢવાનો ચાલ, એક પત્ની જીવતે બીજી પરણવાનો વગેરે કુરિવાજો હતા, પણ તેમાંના ઘણાખરા સુધારાની હિલચાલ બરાબર શરૂ થઇ ત્યાં સુધીમાં તો નાબૂદ થઈ ગયા હતા. ત્યાર પછી તે કોમ એટલી બધી આગળ વધી ગઇ કે તેનામાં "સુધારો" શબ્દ તેના ખાસ અર્થમાં વાપરવાની જરૂરજ રહી નહી. હાલમાં તો. તેમનામાંના કેટલાક, પાછા હઠવાની સલાહ આપી રહ્યા છે. સુધારો એટલે શું તે વિષે જુદાજુદા સુધારકોએ જુદાજુદા અભિપ્રાયો દર્શાવ્યા છે. નર્મદાશંકર—"પ્રજાનાં તન

---

૧ ધર્મ વિચાર

૨ સ્વ. શેઠ સોરાબજી શાપુરજી બંગાળીનું લગ્ન નવ વર્ષની વયે થયું હતું.

મન ધનમાં વ્યવસ્થાપૂર્વક જે વધારો કરવો તે સુધારો." ગિરધરલાલ—"આગળ વિચારમાં દોડ કર્યા કરવી તે સુધારો." ઠાકુરદાસ—"સારી વ્યવસ્થા કરવી તે સુધારો." મનઃસુખરામ સૂર્યરામ—"માથે અંકુશ રાખી ચાલ્યાં કરવું તે સુધારો."

હિંદુઓની સામાજિક સ્થિતિ પ્રાચીન સમયમાં ઘણી જ ઉત્કૃષ્ટ હતી. શરૂઆતમાં પ્રજા એકત્ર જ હતી. તેમાં વર્ણવ્યવસ્થા જેવું કંઈજ ન હતુ.

ઋગ્વેદના કાળમા આર્ય અને અનાર્ય એવા બે જ ભેદ હતા. બાદ પરાજિત અનાર્ય આર્યના દાસ થયા અને શૂદ્ર નામ પ્રાપ્ત કર્યું. આર્યોમાં પ્રથમ કોઈ પ્રકારનો ભેદ ન હતો; પણ પાછળથી વિપ્ર નામે એક વર્ગ ઉપસ્થિત થયો, જેનું કાર્ય દક્ષિણા લઈને સ્તુતિ આદિ કાર્ય કરવાનું હતુ. આ પ્રમાણે બ્રાહ્મણોની ઉત્પત્તિ છે. બ્રાહ્મણ એટલે બ્રહ્મ (સ્તુતિ) કરનાર. બીજો વર્ગ યુદ્ધમાં વિજય મેળવી પંકાયેલા પુરૂષોમાંથી રાજા પસંદ કરવાની પ્રણાલિકા પડી હતી, તેમાંથી ઉત્પન્ન થયો. આ પ્રકારની રાજાઓની—અર્થાત્ ક્ષત્રિયોની—ઉત્પત્તિ છે. વળી સમગ્ર સમાજનું ભરણપોષણ કરનાર એક ત્રીજો વર્ગ થયો જે વૈશ્ય નામે પ્રસિદ્ધ છે. શૂદ્રનું કામ સેવા કરવાનું હતું. તે વર્ણ અસ્પૃશ્ય ન હતો. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યની માફક શૂદ્રોને પણ પંગમદાપન કરવાનો અધિકાર હતો. આ પ્રમાણે આર્ય અને અનાર્યનો મૂળનો જાતિભેદ ગુણ કર્મથી ઉત્પન્ન થયેલ ભેદ સહિત ચાલુ થયો. આ ચારે વર્ણો વચ્ચે માંગે સંબંધ હતો અને પરસ્પર વિવાહ સંબંધ થતો હતો. સવર્ણ વિવાહ શ્રેષ્ઠ ગણાતો પણ વર્ણાન્તર વિવાહ ધર્મશાસ્ત્રથી વિરૂદ્ધ ગણાતો ન હતો. ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર કન્યા સાથે પણ બ્રાહ્મણ વિવાહ કરી શકતો હતો. સ્મૃતિ કાળમાં અનુલોમ વિવાહ શાસ્ત્રસંમત હતો, અને પ્રતિલોમ શાસ્ત્રસંમત ન છતાં અસ્તિત્વમાં હતો.[૩] પ્રાચીન કાળમાં પિતાના

૩ મનુસ્મૃતિ.

વર્ણ પરથી પુત્રનો વર્ણ મનાતો હતો બ્રાહ્મણની કોઇ પણ વર્ણની કન્યાથી ઉત્પન્ન થયેલ પુત્રને બ્રાહ્મણ જ માનવામા આવતો; જેમકે ઋષિ પરાશરના ધીવરીથી ઉત્પન્ન થયેલ પુત્ર વેદ વ્યાસ અને રેણુકા (ક્ષત્રિય કન્યા) થી ઉત્પન્ન થયેલ જમદગ્નિના પુત્ર પરશુરામ બ્રાહ્મણ જ કહેવાયા પછીથી માના વર્ણ ઉપરથી પુત્રનો વર્ણ મનાવા લાગ્યો આ પ્રમાણે વર્ણની સકર જાતિ ઉત્પન્ન થઇ તેના નાના નાના વિભાગો પડયા આમા જે અત્યજ–શ્વપાક—ચડાળ—હતા તે આર્યોને ત્યા ગૃહદાસ બની શકતા નહી, કારણ તે સસ્કાર રહિત હતા અને અભક્ષ્યનુ ભક્ષણ કરનાર હતા વર્ણ ભેદ આર્યોમા પહેલા ગુણ કર્મા નસાર હતો પણ પાછળથી તે જન્માનુસાર મનાયો

જુદાજુદા વર્ણના સ્ત્રી પુરૂષો વચ્ચે થતા લગ્નથી જે સતતિ થાય તેમણે શુ કામ કરવા તેનુ વર્ણન વિષ્ણુએ બહુ વિસ્તારપૂર્વક કર્યું છે શુદ્ર પુરૂષ અને વૈશ્ય સ્ત્રીથી ઉત્પન્ન થયેલ પુત્રને તે અયોગવ એવુ નામ આપે છે અને તેણે કલાકૃતિઓથી પોતાનુ ગુજરાન ચલાવવુ એવુ ફરમાન કાઢે છે વૈશ્ય બાપ અને ક્ષત્રિય માના પુત્રને પુક્કસ કહેવો, અને તેણે પોતાનુ ગુજરાન શિકાર કરીને ચલાવવુ શુદ્ર પિતા અને ક્ષત્રિય માતાના પુત્ર મગદે ભાટાઇ કરી પેટ ગુજારો કરવો અને શદ્ર પિતાથી બ્રાહ્મણી માતાને પેટે અવતરનાર પુત્ર ચાડાલન નસીબમા ગુન્હેગારોને ફાસી દઈ ( ફ શુળીએ ચડાવી ( ) જીવનનિર્વાહ ચલાવવા સિવાય બીજુ કાઈ લખ્યુ હોય એમ તે માનતો નથી વળી ક્ષત્રિય પિતા અને બ્રાહ્મણી માતાના પુત્ર સૂતે ઘોડાની માવજત કરવી એમ તેની આજ્ઞા છે આ વિસ્તારપૂર્વકની યોજના ઉપરથી એટલુ તો સ્પષ્ટ દેખાઇ આવે છે કે જૂના સમયમા મોટા પાયા ઉપર આતર વર્ણ લગ્નો થતા હતા

ઈ. સ. પૂર્વે છસો વર્ષ પર બુદ્ધના સમયમા વર્ણભેદનો ઝગડો હિંદુસ્તાનમા જોસભેર ચાલતો હતો અને બ્રાહ્મણ તથા ક્ષત્રિય એ

એમા કોને ઉચ્ચ ગણવા તે વિષે જબરો વિખવાદ ઉભો થયો હતો તે સમયે તેમની વચ્ચે લગ્ન સંબંધ તો થતો હતો. પૌરાણિક કાળમા તે ધીરેધીરે બંધ પડતો ગયો, અને ઉલટે હાલની—આજની માફક પ્રાચીન કાળમા જુદાજુદા વર્ણો વચ્ચે આભડછેટ અને ખાવા-પીવાની બંધી ન હતી

યાજ્ઞવલ્ક્ય કહે છે —

शुद्रेषुदास गोपाल कुलमित्रार्ध सीरिण ।
भोज्यान्ना नापितश्चैव यश्चात्मानं निवेदयेत् ॥
(૧–૧૬૬)

શુદ્રોમાથી ચાકર, ગોવાળ, કુલમિત્ર, અર્ધભાગે જમીન ખેડનાર હજામ અને આશ્રિતનુ અન્ન ખાઇ શકાય

પરાશર પણ આજ પ્રમાણે દાસ, ગોપાલ વગેરેના હાથના રાંધેલા ભાત બ્રાહ્મણ લઈ શકે એમ કહી દરેક જાતિનો અર્થ સમજાવે છે, કે શુદ્ર માતા અને બ્રાહ્મણ પિતાના પુત્રને કોઇ બીજો બ્રાહ્મણ સંસ્કાર આથી શુદ્ધ કરે તો તે દાસ કહેવાય, અને શુદ્ધ ન કરે તો તે નાપિત કહેવાય શુદ્ર સ્ત્રી અને ક્ષત્રિય પુરુષના પુત્રને ગોપાલ કહેવો અને બ્રાહ્મણ પિતા તથા વૈશ્ય માતાના સંસ્કારથી શુદ્ધ થયેલ પુત્રને "અર્ધસીરી" કહેવો તેમના હાથના રાંધેલા ભાત બ્રાહ્મણ અવશ્ય ખાઇ શકે

અત્યારે જેમ આફ્રિકામા હિંદુઓના રસોડામા નિગ્રો બૉય" નો ઉપયોગ કરવામા તે પ્રમાણે પ્રાચીન હિન્દુસ્તાનમા રસોડાના ચાકર તરીકે શુદ્રોને ગણવામા આવતા હતા એવુ ગૃહ્યસૂત્રો ઉપરથી માલુમ પડે છે

વર્તમાન ભેદભાવ હિંદુ સમયના અંત ભાગમાં પણ (ઇ. સ. ૧૨૦૦) પ્રચલિત થયો ન હતો. અલબેરૂનીએ લખ્યુ છે કે, ચારે વર્ણવાળા એકઠા રહેતા હતા અને એક બીજાના હાથનુ ખાતા પીતા

હતા સભવ છે કે આ વર્ણન ઉત્તર હિંદુસ્તાન સાથે સબધ રાખતુ હોય દક્ષિણ હિંદમા આ સમય સુધીમા ચાકાહારીઓએ માંસાહારીઓ સાથે ખાવાનું છોડી દીધુ હતુ આ ભેદભાવ ધીરે ધીમે સર્વ વર્ણોમા વધતો ગયો

ઐતિહાસિક નજરે જોતા હિંદુ સમાજપર જ્ઞાતિભેદની બહુ ખરાબ અસર થઇ છે બૌદ્ધધર્મના ઉદય પછી જ્યારે હિંદમા જ્ઞાતિભેદનુ મહત્વ કમી થયુ ત્યારે જગતના ઇતિહાસમા નોધવા જેવી બાબતો હિંદુઓને હાથે ઘડાઇ જે મગધમા પ્રથમ જ્ઞાતિભેદઉચ્છેદક બુદ્ધ ગાલ્યુ તજ દેશમા ચંદ્રગુપ્ત અને અશોક જેવા કર્તવ્યપરાયણ મોટા શુદ્ર રાજાઓ ઉત્પન્ન થયા બ્રાહ્મણોએ જાતિમત્સરનો ત્યાગ કરી, અને બૌદ્ધ મતનો અંગીકાર કરી હિંદુઓની બુદ્ધિમતાની અને સદાચારસપન્નતાની ધ્વજા ફરકાવી હતી હિંદુ વેપારીઓએ સિલોન, બ્રહ્મદેશ જાવા સુમાત્રા ઇત્યાદિ દેશોના કિનારા ઉપર પોતાના ભવ્ય વહાણો નાગરી ત્યાના રહેવાશીઓને ચકિત કરી નાખ્યા હતા રાજ નીતિ ધર્મ, વેપાર વગેરેએ કરીને તે કાળના હિંદુઓએ તે કાળે જણાયેલી દુનિયા પર વર્ચસ્વ સ્થાપિત કર્યું હતુ પરતુ પાછળથી પૌરાણિક કાળના હિંદુઓએ જ્ઞાતિભેદને બહુજ મહત્વ આપવાથી હિંદુઓના તે સર્વ ગુણો નાશ પામી ગયા સમુદ્રયાન બધ પડયુ અને જ્ઞાતિબધનો વધારે ને વધારે દઢ થતા ગયા આચાર જ ધર્મ બન્યો, એકલપેટાઇ વધી પડી અને તેથી મુસલમાનોની સ્વારીઓ જ્યારે આ દેશ ઉપર આવી ત્યારે રાજપુતસ્થાન જેવા શુરવીર રજપુતોથી વસાયેલા દેશથી પણ તેમની સામે ટક્કર લેવાઇ નહી ૪

---

૪ જ્ઞાતિ ભેદના મુખ્ય કારણો છ મનાય છે

૧ જાતિય નાતો—કેટલીક જાતિયો હિંદુ ધર્મમા દાખલ થઈ તેમની જુદી નાત ગણાઈ જેમકે ભીલ, કાઠી

મુસલમાની અમલ દરમ્યાન હિંદુઓની સામાજીક અધોગતિ ઝપાટાબંધ થવા લાગી હિંદુસ્થાનના સર્વ ભાગોની માફક ગુજરાતમા પણ બાળલગ્ન, જ્ઞાતિબંધનની સખ્તાઇ અને સ્ત્રીઓને ઘરમા ગોંધી રાખવાનો ચાલે ધારો ઘાલ્યુ શાસ્ત્રનુ ખરૂ જ્ઞાન કોઇને રહ્યુ નહી ને રૂઢિ સર્વત્ર પુજાવા લાગી આ સમયની અધમ સામાજીક સ્થિતિની સામે તે સમયના વિચારવાન પુરૂષોએ સખ્ત ટીકા કરી છે તેના દાખલા જૂના ગુજરાતી સાહિત્યમા ઘણા મળી આવે છે રૂઢલગ્ન અને કીમાંવાગ્નની કમાઇ ઇ સ ની ૧૬ મી સદીમા પણ પ્રચલિત હતા એમ નીચેના ઉતારાઓ પરથી દેખાય છે

માહિ વરસના કોમા ચેહ તરણિ કન્યા પરણ્ઇ તેહ
(વિમળ પ્રબંધ પાનુ ૭૧)

મુહિયા મોગી માડઇ વાત જાણે મોતિ રૂપા ઘાત
ફાડમ પાડે બોલા લોક ધુતારી ધુતારિ ફોક
(વિમળ પ્રબંધ પાનુ ૭૩

સાંપ્રદાયિક નાતો—ગુજરાતના જૈનોમા વૈશ્ય અને ક્ષત્રિય મળી એક નાત થયાના દૃષ્ટાન્તો મળી આવશે

ધંધાદારી નાતો નાતોનો મુખ્ય વિભાગ ધંધાને લઈને જ પડયો છે

સ્થલાંતરથી થએલી નાતો, શ્રીમાળી, ઔદિચ્ય, મોઢ સ્થળાંતર એ જ્ઞાતિ બનાવનાર મહાન કારણ છે લોકો પોતાનુ વતન છોડી અન્યસ્થળોમા જઈ વસે છે, ત્યારે તેઓ નવા આચાર વિચાર ગ્રહણ કરે છે વળી તેમણે અભક્ષ્યભક્ષણ કર્યું હોય, અપૂજ્ય દેવો પૂજ્યા હોય, એવી શંકાથી પોતાના મૂળ વતનની જ્ઞાતિમા તેમનો વ્યવહાર કરતા મુશ્કેલી પડે છે, તેથી ધીમે ધીમે તેઓ પોતાની અંદરજ લગ્ન વ્યવહાર કરે છે આવી રીતે પેટાજ્ઞાતિઓની ઉત્પત્તિ થાય છે બ્રાહ્મણ વાણીયાઓની ઘણીખરી પેટાજ્ઞાતિઓ આ રીતે જ ઉત્પન્ન થઇ છે

આંતરલગ્નથી થએલી નાતો, જેવીકે બ્રહ્મક્ષત્રિય.

ભોજન વગેરેમા ભેદ પડી જવો આસાદારી અને શાકાદારી એવા બે મોટા ભાગને લઈને જ્ઞાતિ વ્યવસ્થા પર ઘણી અસર થઈ છે

જુગના ધર્મ મા તે ત મમયે પ્રચલિત દુષ્ટ રિવાજોની સખ્ત ઝાટકણી કાઢી છે પણ(એ) મર્વ વિઓ આવી અધમ સ્થિતિને કળિયુગનું પરિણામ માનતા અને તેથી તેમા સુધારો તો થવાનો જ નથી પણ દિવમે દિવમે બગાડો થતો જ જવાનો એમ માની લઇ તેમણે તે અધોગતિને ખાળવાનો પ્રયત્ન ક્યા નથી [૬])

હિદુઓની સામાજિક સ્થિતિ સુધારવાનો પ્રથમ પ્રયત્ન રાજા રામમોહનરાયે સતી થવાના ચાલ વિરૂદ્ધ બડ ઉઠાવી સ. ૧૮૨૯મા લોર્ડ વિલ્યમ બેન્ટીન્ક પાસે તે બધ કરાવ્યો તે ગણાય ત્યારથી નવા અને જૂના વિચારવાળાઓની વચ્ચે યુદ્ધ શરૂ થયુ જે હજી ચાલે છે ગુજરાતમા અગ્રેજી રાજ્ય ૧૮૦૦–૧૮૧૮મા થયુ અને ૧૮૨૬મા સરકારે નિશાળો કાઢી સુધારા'ના બીજ વાવ્યા

સુધારા ન મુખ્ય મ ણુ પાશ્ચાત્ય લોકોનો પરિચય અને પાશ્ચાત્ય પદ્ધતિની કેળવણી એ ગણી શકાય તેના મુખ્ય બે અગો કહેવાય —ધર્મ અને મસાર. ધર્મની બાબતને સમાજની બાબતથી જુદી પાડવાનુ કામ મુશ્કેલ છે જેથી ધર્મ અને સમાજનો વિચાર સાથે જ કરવામા આવ્યો વિવિધ પ્રકારની મૂર્તિપૂજા કરી વ્યગ્ર ચિત્ત થવાથી શો લાભ? ખ્રિસ્તિ ધર્મમા મૂર્તિપૂ ? નથી પ્રાચીન હિદુ ધર્મમા મૂર્તિપૂજા ન હતી તો અર્વાચીન હિદુ ધર્મમાં મૂર્તિપૂજા શા માટે હોવી જોઇએ? એવા પ્રશ્નો ચર્ચાવા લાગ્યા શાસ્ત્ર

---

૬ જેમકે અખાએ કહ્યુ છે

નાર નાનકડી હતુ પ્રભુત વજતી વાધે નદી અદ્‌ભૂત

આમા નાનકડી નારને પ્રભુત થાય તેમા અખા ભગતને કાઈ ખાસ ખરાબ લાગતુ હોય એમ દેખાતુ નથી તે તો કેવળ પેટ વસ્તુસ્થિતિ દર્શાવે છે ત્યારે,

વર વિના વનિતા વેષમા દો બહુચરી ગર્ભ જ ધરે અનેક

એમ કળિકાળના ગરબામા લખી વહેમ વટ બધી જવાબદારી કળિયુગ અને બહુચર પરજ નાખી દે છે

પુરાણુમાની વાર્તા ગપ્પા અને અસમ જસ છે એમ પાશ્ચાત્ય વિદ્વાનોએ બતાવ્યુ, એટલે કેળવાયેના લોકોની શ્રદ્ધા તેમના ઉપરથી ઓછી થઇ કેવળ નીતિમા ંમા, માથે ઈશ્વરનો ડર રાખી, સર્વને સુખ થાય એ રસ્તો લેવો તેનું નામજ ધર્મ છે એમ અનેક અગ્રેજી ભણેલા માનવા લાગ્યા જ્ઞાતિ વ્યવસ્થા એજ સર્વ અનર્થનુ મૂળ છે એમ હિદુસ્તાનના ઇતિહાસ પરથી સમજાયુ સ્ત્રીઓએ પતિના મરણ પછી ફરી પરણવુ એ સ્ત્રીપુરૂષના સમાન હકના સિદ્ધાતથી સાબીત થતુ હોવાથી તે વિષે શાસ્ત્રમા સમતિ છે કે નહિ તે જોવાની જરૂર નથી એમ કેવળ પાશ્ચાત્ય કેળવણી પામેલા અને સ્વત ત્રતાના હિમાયતીઓએ કહ્યુ ત્યારે સંસ્કૃત કેળવણી પામેલ સુધારકો

नष्टे मृते प्रव्रजिते क्लीवेच पतिते पतौ ।
पंच स्वापत्सु नारिणा पतिरन्यो विधियते ॥७

પતિ ખોવાય, મરી જાય, સન્યાસી થાય, નપુ સક હોય કે પતિત થાય એ પાચ આપત્તિઓમા સ્ત્રીઓ બીજો પતિ કરી શકે

એ સૂત્ર ટાકી વિધવા પુનર્લગ્નના સવાલને ટેકો આપવા લાગ્યા /ડૉ ભાડારકરે નવીન છપાયેલ શાળા માટેના સસ્કૃત પાઠય પુસ્તકમા આ શ્લોક દાખલ કરી તેને શાળાના વિદ્યાર્થીઓમા પણ જાણીતો કર્યો આવા આવા વિચારો પ્રચ ડ રીતે જાગૃત થયા અને પાશ્ચાત્ય લોકોના અભિપ્રાય સાથે મળતા આવવાથી તથા તે લોકોના આગેવાન ગૃહસ્થો તરફથી અનુમોદન મળવાથી સુધારક મ ડળના તે મુખ્ય સિદ્ધાતો થઇ પડયા આ વિષયોના ભાષણો થવા લાગ્યા, લેખો લખાવા માડયા, અને તે બાબતોની ચર્ચા કરવા માટે અને તેનો અમલ કરવા માટે સભાઓ ત ા મ ડળીઓ થવા લાગી ૮

વળી સુધારાવાળાઓએ સ્વદેશના ઉત્કર્ષને અર્થે ત્રણ ઐક્ય

---

૭—પરાશર સ હિતા ૮ મણિલાલ "સુધારો'

યાનના ધર્મનુ ઐક્ય સહ્વારનુ ઐક્ય અને ભાષાનુ ઐક્ય તે માટે તેમણે ત્રણ સિદ્ધાન્તો ફેલાવવાનો પ્રયત્ન કર્યો

૧ એકેશ્વર વાદ—જેથી ધર્મના ઝઘડા ટળે

૨ જ્ઞાતિ વ્યવસ્થાનો ઉચ્છેદ

૩ એક ભાષા—અંગ્રેજી—હિંદી[૯]

નર્મદાશંકરનો મુદ્રાલેખ પ્રેમશૌર્ય સુધારાનો આખો કાર્યક્રમ સમજાવે છે પ્રેમ એટલે ઐક્ય સમાજ ભાષા અને રાજ્યનુ ઐક્ય કરવાની ભાવના પ્રેમમાથી ઉદ્ભવે છે પ્રેમ સૌને સમાન ગણે છે સ્ત્રીઓ પુરૂષો બ્રાહ્મણ ચાંડાળ રાજા પ્રજા ગુરૂ શિષ્ય સર્વ સરખા છે, અને મનુષ્ય તરીકે સરખા હોઈ તેમને સર્વને સરખા અધિકાર હોવા જોઈએ પણ પ્રજા રાજ્યના અને ધર્મના અને વહેમ–રૂઢિના ભુંડા ત્રણ તાપે પીડાઈ રહી છે તેમાથી છૂટે તોજ તેની ઉન્નતિ થાય તે માટે સંપ કરી સૌએ શૌર્ય દાખવવુ જોઈએ શૌર્યમા જુસ્સાની અને શરીર બળની જરૂર છે તેમાથી જુસ્સો સુધારાના કામમા જોડાવાથી આવી શકશે અને બળ મેળવવા માટે કસરત કરવી તથા લશ્કરમા જોડાવુ એવી ભાવના નર્મદાશંકરે કરી હતી પ્રેમ અને શૌર્યથી સામાજિક ધાર્મિક અને રાજકીય ગુલામી માથી છુટી ઉત્કર્ષ પામવો તેનુ નામ સુધારો

આવી સુધરેલી સ્થિતિએ પહોંચવા માટે પ્રજાએ લાયક થવુ જોઈએ. તે માટે તેણે કેળવણી લઈ બુદ્ધિનો વિકાસ કરવો પ્રયત્ન કરવો તથા સ્વતંત્રતા દેશાભિમાન સ્વાભિમાન વગેરે ગુણો ખીલવવા ગરીબો તથા નિરાધારોને મદદ આપવી અને સ્ત્રીઓને કેળવણી

૯ ધર્મ વિચાર

વળી 'હિંદુઓની પડતી'મા નર્મદે લખ્યુ હતુ —

વિના વાણીનુ ઐક્ય, વિન કદી ઐક્ય ધરમનૂ,
રાજ ઐક્ય વળી જોર નકામુ દેશી જનનૂ

નથા છૂટ આપવી એ પણ પ્રેમનાજ કૃત્યો છે વળી માૈ સરખા છે માટે માપદાદાનો ધધો કરવાની કોઇ પર ફરજ હોવી ન જોઇએ દરેકને પોતાને મનગમતો ધધો કરવાની છૂટ હોવી જોઇએ

સુધારાનો આ કાર્યક્રમ અમલમા મુકવા માટે સુધારકોએ નિશાળો, સભાઓ અને વર્તમાનપત્રો એવા ત્રિવિધ સાધનોની આવશ્યકતા શરૂઆતમા જોઇ તેમા નિશાળો સ્થાપવાનુ કાર્ય સરકારે મુખ્યત્વે ઉપાડી લીધુ અને બીજા બે સાધનોમા પણ સરકારી અમલદારોની સહાનુભૂતિ નથા મદદ મળવા લાગી દેશી રાજ્યોને સુધારવા એ પણ સુધારકોના કાર્યક્ષેત્રમા આવી જવુ હતુ દેશીરાજ્યોના રાજ્યકર્તાઓ નથા અમલદારોએ પણ અગ્રેજ અધિકારીઓની દેખાદેખી તથા પ્રોત્સાહનથી સુધારાના કાર્યોમા ભાગ લેવા માડયો સુધારાના અને સુધારકોની પ્રતિષ્ઠા ગુજરાતમા જોતજોતામા ફેલાઇ ગઇ ધનિકોએ પણ આ દેશોન્નતિના કાર્યમા દ્રવ્યની સારી મદદ આપી



# પ્રકરણ ૨ જું.

## અરૂણોદય

રાત વિતીને વાયુ વ્હાણું, અરૂણોદય દીપતો આ,
પ્રકાશ ક્રમળો સુનુ ઓપતુ, શકુન સહૂ શુભ સોહા,

—નર્મદાશંકર

સુધારાના પ્રથમ વીર દુર્ગારામ મહેતાજીનો જન્મ ઇ સ ૧૮૦૯ મા થયો હતો, તેમણે સ. ૧૮૪૪મા માનવધર્મ મહાની સ્થાપના કરી હતી પણ તે પહેલા ગુજરાતમા સુધારાની શરૂઆત થઇ ગઇ હતી[૧] દુર્ગારામના ગુરુ આપણા સુપ્રસિદ્ધ સાક્ષર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના પિતામહ રણછોડદાસ (૧૮૦૩-૧૮૭૦) હતા તેમને કવિ નર્મદાશંકર "ગુજરાતની પ્રસિદ્ધિનો પહેલો પુરૂષ"[૨] કહે છે તેમના

૧ ૧૮૨૦ નેટીવ સ્કુલ બોર્ડ એન્ડ નેટીવ સ્કુલ સોસાયટી સ્થપાઇ ૧૮૨૬ સરકારે દશ નિશાળો કાઢી (સુરત ૩, અમદાવાદ ૨, ભરૂચ ૨, ખેડા ૧, નડીઆદ ૧, ધોળકા ૧) કેટલાક શાળોપયોગી પુસ્તકો રચાયા (લીપી-ધારા, ગણિત, બોધવચન, ઇસપનીતિ વૃત્તાંત.)

૧૮૪૦ સરકારે બોર્ડ ઑફ એજ્યુકેશન સ્થાપ્યુ

૨ પ્રથમ ચોપડીઓ તથા મહેતાજીઓ તૈયાર કરવામા ને નિશાળો થયા પછી તેની વ્યવસ્થા તથા વૃદ્ધિને અર્થે તનમનથી શ્રમ કીધો જેણે તે બરૂચના મોઢ વાણીયા રણછોડદાસને હુ આરંભકાળનો ગુજરાતની પ્રસિદ્ધિનો પહેલો પુરૂષ કહીશ. તેનાજ ભણાવેલા દુર્ગારામ મહેતાજીએ મંત્રાદિક તથા પુનર્લગ્ન સંબંધી સુધારાના વિચાર પોતાની નજરીના લોકમા ચરચાતા કીધા, ને પ્રજાના કામ સરકાર સબંધના મરતા સુધી કીધા ધર્મ વિચાર

પુત્રો મોહનલાલ તથા મનમોહનદાસ બન્ને સુધારાના કામમા રસ લેતા મોહનલાલે બુદ્ધિવર્ધકસભામા અને મનમોહનદાસે ભરૂચ પ્રાર્થના સમાજમાં ભાગ ભાપણો કર્યા હતા સ ૧૮૪૮મા ઍલેક્ઝાડર કિન્લાક ફૉર્બ્સ સાહેબની પ્રેરણાથી અમદાવાદમા "ગુજરાત વર્નાક્યુલર સોસાયટી" સ્થપાઇ તે દ્વારા તેજ વર્ષમા કવિ દલપતરામનો ભૂત નિબધ છપાઇ પ્રસિદ્ધ થયો આ સમયે સુધારાનુ મુખ્ય સ્થળ મુબઇ અને તેથી ઉતરતા સુરત તથા અમદાવાદ હતા તે વિષય પર આવતા પહેલા સુધારાના પ્રથમ સ્થળ સુરત અને સુધારાના પ્રથમ વીર દુર્ગારામ વિષે કેટલીક હકીકત કહીશુ કારણ સુધારાના ઇતિહાસ સાથે સુરતનો સબધ તોડી નહી શકાય તેવો છે ગુજરાતમા સુધારાના અગ્રેસર કવિ નર્મદાશકર સુરતી હતા વળી નર્મા માહેના બીજા બે નર્મા નદશકર અને નવલરામ પણ સુરતીજ હતા ત્રણ નર્માના કાળ પહેલા સુરતમા પાચ સ્નેહીનો મળ હતા તે દીનમણીશકર શાસ્ત્રી, દાદોબા દુર્ગારામ મહેતાજી દલપતરામ માસ્તર અને દામોદરદાસ[૩] તેમા દુર્ગારામ મહેતાજી મુખ્ય હતા

દુર્ગારામ મહેતાજીને ગુજરાતના સુધારાના પ્રથમ મહારથી ગણી શકાય તે પ્રતાપી નરનો જન્મ સ ૧૮૦૯મા

**દુર્ગારામ મહેતાજી** સુરતમા થયો હતો તેમના પિતા વડનગરા નાગર બ્રાહ્મણ હતા, પણ ત જકાતનુ કામ કરતા હતા તેથી છોકરાને પણ તેમણે બ્રાહ્મણીયુ ભણતર ન ભણાવતા વ્યવહારમા ઉપયોગી શિક્ષણ આપ્યુ આઠ વર્ષની વયે તેમને આક અને લખતા વાચતા આવડી ગયુ ૧૧ મે વર્ષે મા મરી જનાથી તેમણે માસીને ત્યા રહેવા માડ્યુ થોડો સમય વાણીઆને ત્યા ગુમારતી કરી ૧૬ વર્ષની વયે દુર્ગારામ માસીને લઇને મુબઇ ગયા ત્યા એક વર્ષ ભણી ૧૮૨૬મા સુરતમા ૧૯ રૂપિયાના પગારથી મહેતાજી થઇને આવ્યા મહેતાજી

---

[૩] લલિતાનન્દકૃત "સૌભાગ્ય રત્ન" છેલ્લાને બદલે દોલતરામ વકીલનુ નામ આપે છે

તરીકે તે ઘણા વખણાતા હતા સુરતમા એક વખત એમ કહેવાતુ કે દુર્ગારામનો કોઈ નિશાળીઓ મૂર્ખ નહિં અને પ્રાણુશકરનો ભાગ્ય હીન નહિ ' આ લોકોક્તિ પરથી માલુમ પડે છે કે દુર્ગારામની શિક્ષણશક્તિ વિષે લોકોમા ઉંચો અભિપ્રાય હશે સુરતમા દશ વર્ષ સુધી મહેતાજીએ પોતાના ધધા પર ખૂબ ધ્યાન આપ્યુ, અને તેથી જ્યારે ગુજરાતના મહેતાજીઓને મુબઈ બોલાવી તેમને થોડો સમય ભણાવી તેમની પરીક્ષા લીધી ત્યારે દુર્ગારામ તેમા ઝળકી ઉઠ્યા

નિશાળના મુખ્ય શિક્ષક હતા એ પુરૂષ વિદ્વાન અને સદ્‌વિચારી હતા દુર્ગારામનુ તેમની જોડે ઓળખાણુ થતા બન્નેની મળતી ગઇ આવી અગ્રેજી ભણ્યા વિનાના દુર્ગારામના સુધારના વિચારો જાણી દાદોબા સાનદાશ્ચર્ય પામ્યા અને દુર્ગારામને સુધારાના કામમા જોઇએ તેવા સોબતી મળી ગયો પાચ દદ્દાના મિત્રમડળે પ્રથમ પુસ્તક પ્રસારક મડળી [illegible] કી અને સને ૧૮૪૨મા છાપવાને શિલાછાપયત્ર મુબઇથી આણ્યુ અને ૧૮૪૪મા તમણ માનવ ધર્મ સભા સ્થાપી આ સભાનો ઉદ્દેશ તેના નામ પ્રમાણે મનુષ્યોનો ખરો ધર્મ શુ છે ત જણવાનો તથા ભ્રમ નવવાનો હતો જ્ઞાતિભેદ નાડવો વિધવા ઓના પુનર્લગ્ન કરાવવા મૂર્તિપૂજાનો ચાન બધ કરવો વગેરે વિષયો પર આ સભામા વિચારો થતા ને ભાષણો અપાતા એ સભા નાણાવટના નવનશાના કોઠામા મળતી તેમા દર મગળની બેઠકમા લગભગ ૨૦ ૨૫ માણસો હાજર રહેતા થોડા મહિના પછી આ વિષયો પડતા મુકી [illegible] વિશે ચર્ચા ચલાવવામા આવી હતી આ [illegible] ની ચર્ચાથી શહેરમા ભારે ખળભળાટ થયો હતો અને મહેતાજીના જીવ જોખમમા આવ્યો હતો

જગલી માણસની મનોવૃત્તિને અવૈજ્ઞાનિક એવુ વિશેષણ આપીએ તો તનુ સ્વરૂપ સપૂર્ણપણે દર્શાવી શકાય તે વહેમ, ભુત, જાદુ કુદરતી અને [illegible]વી મન ના વચ્ચેનો ભેદ સમજી શકતો નથી કારણ અને કાર્ય વચ્ચેના સબધનુ ભાન તને હોતુ નથી માનવી ઇચ્છા અને શક્તિ વચ્ચે જે મર્યાદા અતર છે ત જાણી શકતો નથી ત ના કહે છે પોતાના શબ્દોથી અમુક અસર થાય એવુ ત ઇચ્છે છે અને એવી અસર થય નહી તો પણ તને એવી ઇચ્છા હોવા થી ને થઇ જ છે એમ ત માની લે છે આ ક્રિયાને મત્ર કહેવાય છ આપણા દેશમા મત્રની આસ્થા ઘણી જૂની છે ઇ સ પૂર્વ ૬૦૦ થી ઇ૦ પૂ ૨૦૦ સુધીના ગાળા દરમ્યાન

રચાએલા ગૃહ્યસૂત્રોમાથી અત્રે કેટલાક દૃષ્ટાંતો આપવા ગમિક થઇ પડશે

જો કોઇ માણસને ધનવાન થવુ હોય તો તેણે પદર દિવસના ઉપવાસ કરવા અને પૂર્ણિમાની રાત્રીએ ધુટીપૂર પાણીમા ઉભા રહેવુ અને શેકેલુ અનાજ મોમા લઇ જળમા હોમવુ અકાળ મૃત્યુ અટકાવવા માટે તેણે દરરોજ ભૂ એવો જાપ કરવો સો ગાડા ભરી સુવર્ણની ઇચ્છાવાળાએ પદર દિવસના ઉપવાસ કરી ગામની બહાર પૂર્વ અથવા ઉત્તર દિશાએ જવુ જમીન સાફ કરી જગલી પશુઓના છાણથી લીપી અગ્નિ પ્રકટાવવા અને મોમા ઘી ભરી આહુતિઓ આપવી જો જ્વાળા પ્રકટ થાય તો બાર ગામ મળે અ ધુમાડો નીકળે તો ત્રણ ગામ મળે સમરાએ જમાઇની અને પોતાની પુત્રીની વચ્ચે મેળ સાધવાને માટે શુ કરવુ કુલટા સ્ત્રીના પતિએ પોતાની સ્ત્રીને પતિવ્રતા કેવી રીતે બનાવવી રાજ્ય ક્યો મ ત્ર ભણવાથી થાય મોટુ કુટુમ્બ અને લાબુ આયુષ્ય કેવી રીતે મળે વગેરે વિષયોની બાબતો જુદા જુદા ગૃહ્યસૂત્રોમા દર્શાવી છે

પણ ચમત્કાર માત્ર વિધ્યાત્મક જ ન હોય, નિષેધાત્મક પણ હોય છે એટલે કે અમુક ક્રિયા કરવાથી અમુક કાર્ય થાય છે તેજ પ્રમાણે આમ ન કરવુ નહી તો તેમ થશે એવુ તે માને છે વળી જેવુ કારણ તેવુ કાર્ય એ સાદી માન્યતામાથી પણ કેટલાક વહેમો ઉત્પન્ન થાય છે જેમકે બાળકો પડી ગયેલા દાત સગર્ભા સ્ત્રીના છાપરા પર નાખે છે કે જેથી બાળકના જન્મની માફક નવા દાત આવે બીજા પ્રકારના વહેમો શાશ્વત સબધના ખ્યાલમાથી ઉત્પન્ન થાય છે જે વસ્તુઓ જોડાએલી હોય તેમાથી એકને થાય તેવુજ બીજાને પણ થવુ જોઇએ એમ માની લેવાય છે દુશ્મનના કપાયેલ વાળ કે નખ હાથમા આવે તો જાદુગરો

માલીકને મારી શકતા એ વહેમ આપણા દેશમા પ્રચલિત છે તાવીજ, દોરા ધાગા ચિઠ્ઠી વગેરે વસ્તુઓની ઉત્પત્તિ આવી જ અવૈજ્ઞાનિક મનોવૃત્તિમાથી થયેલ છે વૈજ્ઞાનિક સમજના ફેલાવા સાથે આવી મનોવૃત્તિ આજકાલ ઉચ્ચ વર્ણોમા બહુ ઓછી જોવામા આવે છે પણ મહેતાજીના સમયમા તો તે સર્વવ્યાપક હતી મહેતાજીએ મુખ્ય સ્થૂલ રીતે આ જાદુને જુઠાણુ સાબીત કરી આપ્યુ તે ગણી શકાય સં ૧૯૦૧ ના માગશર સુદ ૧૪ ના રોજ માનવ ધર્મ સભાના દફતરદારની સહીથી મહેતાજીએ જાહેરખબર છપાવી ભૂત પ્રેત ડાકણ જક્ષણી બ્રહ્મરાક્ષસ વગેરે વાતોને ખોટી ઠરાવી તેમા જણાવવામા આવ્યુ હતુ કે જો કોઈ જાદુગર અથવા મંત્રશાસ્ત્રી સભામા આવીને મંત્રની આ વાતોમા કઈ પણ સાચુ છે એવી ખાત્રી કરી આપશે તેને રૂ ૨૦) ઈનામ આપવામા આવશે જાહેર ખબરથી શહેરમા જબરી હોહા થઈ પછી અઠવાડિયા પછી રવિવારે ચાર વાગે સભામા સેકડો માણસો ભેગા થયા તેમા કેટલાક જાદુગરો તથા મંત્રશાસ્ત્રીઓ પણ હતા જાદુગરો માટે સભામા સિંદુર લીબુ અડદ પાણી વગેરે સાધનો રાખ્યા હતા મહેતાજીએ ઉભા થઇ તે સમયે જાદુના પ્રકારો વિષે જે જે વહેમ ચાલતા હતા તેની રીપ વાચી સભળાવી મનની ધારેલી વાત કહેવી મુઠીમા રાખેલી વસ્તુનુ નામ દેવુ મુઠીમા નાખેલ વસ્તુનુ રૂપ ફેરવવુ હાથમાની વસ્તુ ઉડાડવી ચોટ મુકવી ભીંત પર ચોંટાડી મુકવુ લોહી ઓકાવવુ મુઠ મારવી એવુ કાઈ પણ કામ કરતો હોય તેને પોતાની કરામત બતાવવા મહેતાજીએ પડકાર કર્યો, પણ કોઈ માઈનો પૂત ઉભો થઇ સામો આવી શક્યો નહી આ પ્રમાણે જાદુ ખોટુ છે એમ ભર સભામા મહેતાજીએ બતાવી આપ્યુ ત્યા પછી ચાર રવિવાર સુધી મજાઓ ભરી આ વિષય વિષે લોકોના મનમા જે કાઈ પણ વહેમ રહ્યો હતો તે પણ મહેતાજીએ સંપૂર્ણપણે કઢાવી નાખ્યો

માનવધર્મસભાની કર્યાકર્તા દુર્ગારામ મહેતાજીએ લખ્યુ છે તેમાથી અર્ધું દુર્ગારામ ચાટાની નિશાળ મળી તેમા ભળી ગયુ ને બાકીનુ અર્ધું મહેતાજી પાસે રહ્યુ હતુ. તેમજ ઇ, સ ૧૮૫૩ થી મહેતાજી પોતાના જીવનની ખાનગી નોંધ લખવા માડયા હતા એ બન્ને સ્વ. રા મા. મહીપતરામે લખેલ ' દુર્ગારામ ચરિત્ર ' મા આપવામા આવેલ છે. ને ઉપરથી જણાય છે કે મહેતાજી જાણતા હતા કે તેમનો અવતાર દેશમા સુધારો કરવા માટે થયો હતો અને તે માટે જ ન ગાળવો જોઈએ એ મહાન આદર્શ તરફ તેમની દૃષ્ટિ સતત રહેતી હતી. ને ધર્મસુધારણા પર જેટલુ ધ્યાન આપતા હતા તેટલુજ ધ્યાન સામાજિક અને રાજકીય સુધારા પર પણ આપતા હતા એમ તેમનુ ચરિત્ર વાચતા માલુમ પડે છે

આ સમયે કેવા કેવા વહેમો પ્રચલિત હતા તેનો કંઈક ખ્યાલ સભામા મહેતાજીએ ચાર ગૃહસ્થોની કર્યાવતા રજૂ કરી હતી તે પરથી આવે છે. તમા પોતે અનેક અદ્ભૂત પ્રયોગો કર્યા પણ સર્વ નિષ્ફળ ગયા હતા એવા સ્પષ્ટ એકરાર દુર્ગારામે કરેલો છે તેમાથી એકનો સાર આ રહ્યો —

કીરપારામે રગતીયો નામે પ્રયોગ કર્યો તેમા કાળા મરઘાના લોહીનો ઘડો ભરી લાવી ઘરમા મૂકયો, ને તેની સામા બેસી રોજ એક હજાર મત્રનો જપ એકતાળીશ દિવસ કર્યો વળી વશીકરણ માટે સમાણમા જઇ માણસની ખોપરી લાવી તેનો કકડો રવિવારે ઠાપરા પર મૂકયો ઘીનોડીની પૂઠડી તોડી રૂમા ઘાલી, તેની દીવેટ વાળી દીવો કર્યો, ને તેમાથી માણસની ખોપરીમાં મેશ પાડી; આ મેશ લગાવાથી વશીકરણ થયુ નહિ મેલો હનુમાન સાધવા માટે લાલ કછોટો મારી, લાલ ટોપી ઘાલી કીરપારામે હનુમાનના મત્રનો આ પ્રમાણે જપ કર્યો હતો, પણ હનુમાન ફળ્યા ન હતા

હનુમાન પહેલવાન,
મારે મરસકા જવાન,
હાથમે ગદા,
મુખમે પાન,

બાવન લીમકી ચોકી બેઠા હૈ
હમેરી ગોકી ગેદી ઉઠે તો
સીતા સતીકી સેજ પર પાઉ ધરે
ઠ ઠ ઠ ઠ સ્વાહા

**રાજકીય વિચારો**

અને ૧૮૪૪ માં મીઠાપર નખાયેલ કરથી ઉશ્કેરાઇ જઇ સુરતના લોકોએ હુલ્લડ કર્યું, હડતાળ પાડી, હજારો માણસો કિલ્લા પાસે એકઠા થયા ને તેના પર પત્થર ફેંક્યા ગવર્નરના એજન્ટે જાણ્યું કે પ્રજા ઉશ્કેરાઇ ગઇ છે તેથી તેણે ચાલાકી વાપરી શહેરમાં જાહેર કર્યું કે અમે ઉપરી અધિકારીઓને લખીએ છીએ દરમ્યાન મીઠું જે પ્રમાણે વેચાય છે તેજ પ્રમાણે વેચાતું ચાલુ રહેશે આથી લોકો શાન્ત થયા તે વિષે માનવ ધર્મ સભામાં ચર્ચા થઇ ત્યારે એક સભ્યે કહ્યું કે આવું થાય તે અયોગ્ય છે એ ઠેકાણે પ્રથમ અરજી કરવી વગેરે હતી તે સાંભળી મહેતાજીએ જે જવાબ આપ્યો તે અત્યારના સત્યાગ્રહના કાળમાં નવો નથી પણ ન કોંગ્રેસની સ્થાપના પહેલાં ૪૦ વર્ષે અપાયેલો એ બાબત વિચાર કરીએ છીએ ત્યારે તેના ઉચ્ચારનારના સ્વતંત્ર રાજકીય વિચારો માટે અત્યંત માન ઉપજ્યા વિના રહેતું નથી મહેતાજીએ કહ્યું "તમે બોલ્યા તે વાત ખરી પણ ત્યારે કે જ્યારે રાજા હોય ને પ્રજાનો વિચાર લઇ કર કર નાખે ત્યારે, પણ જો તેમ ન કરે ને પ્રજા ઉપર જુલમ કરે તો પ્રજાએ રાજા સામે લડીને રાજાને શિક્ષા કરીને

રાજ્ય બીજાને સોપવુ ને જે એવા કામમાં મદદ કરે તો તે સારા માણુમનુ લક્ષણુ છે. ને એવા કામમાં પ્રજા મધ્યેના માણુસોને મારવાની કઇ ચિતા હોતી નથી કેમકે જુલ્મગાર રાજાઓથી પ્રજાનુ રક્ષણુ થાય તેમા મોટો પરોપકાર છે. માબળો રાજાનું રાજ્ય પ્રજાના કલ્યાણુના અર્થે છે. પ્રજાના ઉપર મમભાવ રાખવાને અર્થે છે. પણુ તેમ ન કરે ને ઉલટી પ્રજાને પીડા કરે, દરિદ્રી કરે, એક દેશની પ્રજા ઉપર કૃપા રાખીને તેને ધનવાન થવાનો ઉદ્યોગ કરે ને બીજા દેશની પ્રજાને નિર્ધન કરવાને ઇચ્છે તો તેવા રાજાના આમુ લઈને ધર્મ બુદ્ધિના ચાલનાર રાજાને રાજ્ય સોપવુ જોઈએ અમારૂ બોલવુ કેવળ અગ્રેજને જ વાસ્તે નથી, પૃથ્વી પરના સર્વ રાજાઓને વાસ્તે છે આજ સુધી પૃથ્વી ઉપર તથા આપણા દેશમા ઘણા રાજાઓ જુલમગાર થઇ ગયા છે ને સર્વ રાજાઓની ખરાબી પણુ પ્રજાથી જ થએલી છે માટે પ્રજાને ઘટે છે કે જો કોઈ પ્રજા માહેના માણુસે દુખ દીધુ હોય તો રાજા આગળ ફરિયાદ કરવી ને જો રાજા પોતેજ પ્રજાને દુખી કરવા ઇચ્છે તો પ્રજાએ પોતાના હાથનુ બળ રાજાને બતાવવુ ને પરમેશ્વરની મહાયતા માગવી " આ વિષે ટીકા કરતા સ્વ મહીપતરામે લખ્યુ છે, ' એ ભાષણુ ઇ મ ૧૮૪૪ ને બદલે ૧૮૭૮ મા કર્યું હોત તો તેમને જીવતરનો બાકીનો ભાગ કાળે પાણીએ ચઢી અદામાનમા કાઢવો પડત ચોત્રીમ વર્ષમા એટલો મધો ફેર ( થવો જોઇએ તેથી ઉલટી દિશામા ) થયો છે "

અસ્પૃશ્યતા

અત્યારે મમસ્ત પ્રજાનુ ધ્યાન ખેંચી રહેલ અસ્પૃશ્યતા વિષેના મહેતાજીના વિચારો વાચતા તેમની દીર્ઘદષ્ટિ અને હૃદયની વિશાળતા માટે માન ઉત્પન્ન થયા વિના રહેતુ નથી. તા. ૬ઠી જુલાઇ ૧૮૪૪ ના રોજ માનવધર્મ મભામા વિવેચન કરતા મહેતાજીએ કહ્યુ હતુ,

"આ જનનમાં માણુસ કોઈ ભંગિયો નથી. કર્મ વડે ભંગિયો કહેવાય છે. જેમ માણુસ કાંઈ ચંડાળ નથી, કર્મ ચાંડાળ છે, એવી રીતે અસલથી સારાસાર વિચારના કરનાર કહેતા આવે છે, ને હવડાં આપણે પણ નિરભિમાન રીતે વિચાર કરીશું તો સમજાશે જે વેળા ભંગિયાના હાથમાં નરકનો ટોપલો છે, તથા અપવિત્ર વસ્ત્ર એટલે ઉજળા ધોયેલા કપડાં પહેરેલા હોય નહિ, તે વેળા તેનું કર્મ અપવિત્ર છે એવુ જાણીને અડકવું નહી પણ જ્યારે તે કર્મથી રહીને સ્વચ્છ થઈ આપણી પાસે આવે તો આપણે અડકવાની કશીજ ચિંતા રાખવી નહીં. તે અને આપણ ચામડાના નરદેહ રૂપે સરખા છીએ માટે માણસે સર્વ માણસોના દેહને પોતાના દેહ સરખા જાણવા જે જે વસ્તુના યોગથી માણસને કંટાળો આવે તે તે વસ્તુને અપવિત્ર જાણવી, ને જેથી માણસની બુદ્ધિ નિર્મળ સ્વચ્છ રહે તેને પવિત્ર જાણવી." ૯૦ વર્ષ ઉપર ઉચ્ચારેલા આ શબ્દો આજે પણ એવાને એવા જ તાજા લાગે છે.

**ઉત્તર જીવન** ૧૮૫૨મા એમની બદલી નિશાળોના મદદ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે રાજકોટ થઈ. ત્યા તેમને કાઠિયાવાડી સુધારક મણિશંકર કીકાણી જે તેમના જાતિ-બંધુ હતા તેમની મૈત્રી થઇ, અને તેથી તેમના સુધારાના વિચારો પ્રકટ કરવામા સહાય થઇ મહેતાજી કાઠિયાવાડમા આઠ વર્ષ રહ્યા તેમના વિષે એક વાત કાઠિયાવાડમાં ચાલે છે. તે સમયે કાઠિયાવાડમાં લુંટારાઓનું જોર હતુ. તેવી એક લુંટારાની ટોળીના સપાટામા મહેતાજી આવી ગયા. આ વખતે મહેતાજીએ તેમને ચોરી એ કેવું દુષ્ટ કામ છે તેના ઉપર ભાષણ સંભળાવ્યુ પણ તેમણે તો "જરુ-ધી" કહી તેમને લુટી લીધા. મહેતાજીના જ્યાં ત્યાં ભાષણ આપવાના સ્વભાવનું તથા હાસ્યરસ પારખવાની શક્તિના તદ્દન અભાવનું જે ચિત્ર તેમના અત્યાર સુધી છપાયેલાં ચરિત્રો ઉપરથી દેખાય છે, તે જોતાં આ કિસ્સો માનવા

અણાય. ૧૮૫૦ પછીથી કેટલાંક વર્ષ સુધી સુધારાનું મુખ્ય સ્થળ મુંબાઇ અને સુધારાના નેતા કવિ નર્મદાશંકર માની શકાય.

મહેતાજીનું સ્થાન સુરતમાં નવલ, નર્મદ, નંદશંકર અને મહીપતરામ એ જુવાન મંડળીએ લીધું પણ ત્યાં તેમની પ્રવૃત્તિ ટુંક મુદતને માટેજ હતી. થોડા સમયમાં નર્મદાશંકર અને મહીપતરામ મુંબાઇ ગયા, નવલરામ અમદાવાદ આવ્યા અને ત્યાંથી રાજકોટ ગયા અને નંદશંકરે પણ નોકરીના કારણસર સુરત છોડયું.

સને ૧૮૫૦ની ચોથી જુને એ. કે. ફોર્બ્સની મૂળ સુચના ઉપરથી અને મીર મુહનુદીનખાન તથા બીજા કેટલાએક પારસી, મુસલમાન, હિંદુ શ્રીમંતોએ મદદ કરવાથી સુરતમાં ધી "લીટરરી સોસાયટી" સ્થપાઇ. તેણે એન્ડ્રુસ લાયબ્રેરીની સ્થાપના કરી તેમાં કવિ દલપતરામે સને ૧૮૫૧માં "હુન્નરખાનની ચઢાઇ"ની કવિતા વાંચી. તે સાંભળવામાં કવિ નર્મદાશંકર હાજર હતા, પણ હજુ સુધી તે બહાર પડયા નહતા. ૧૮૫૨માં સુરતમાં છોકરીઓની નિશાળ સ્થપાઇ.

અમદાવાદમાં સને ૧૮૪૮ની ૨૫મી ડીસેંબરે એ. કે. ફૉર્બ્સની મૂળ સુચનાથી "ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી×" સ્થપાઇ હતી, તેણે ૧૮૪૯માં લાયબ્રેરી અને ૧૮૫૦ માં કન્યાશાળા સ્થાપી. તેજ વર્ષમાં અમદાવાદમા રાયપુરમાં મગનભાઇ કન્યાશાળાની પણ સ્થાપના થઇ.

---

× ગુજરાતની આ અગ્રેડ સંસ્કાર-સંસ્થાનો ઇતિહાસ તેના આસિ. સેક્રેટરી રા. હીરાલાલ પારેખે લખ્યો છે તે વાંચવાથી જીજ્ઞાસુઓને આ સમયની કેળવણી, સાહિત્ય અને સમાજની સ્થિતિ સમજવામાં ઘણી મદદ મળશે.

# પ્રકરણ ૩ જું

## મંગળ વાજાં

આ સમયને કવિ નર્મદાશંકર ' સુધારાનો બોધ કાળ " કહે છે, કારણ આ દશ બાર વર્ષમાં સુધારાનો પુષ્કળ

**સુધારાનો બોધકાળ ૧૮૪૮–૬૦** બોધ–લખો તથા ભાષણોથી સ્થળે સ્થળે કરવામાં આવ્યો હતો.

૧૮૫૧ની સાલ ગુજરાતના સમાજ સુધારાના ઇતિહાસમાં ચિરસ્મરણીય રહેશે તે વર્ષમાં તા ૩૦મી

**બુદ્ધિવર્ધક સભા** માર્ચના રોજ ગુજરાતના જુવાનોની બુદ્ધિને મંજ કરનાર ગુજરાતના ઉત્સાહી નવયુવકોને કર્તવ્યભાન કરાવનાર અને ગુજરાતની અનેક પ્રકારે સેવા કરનાર "બુદ્ધિવર્ધક સભા" ની સ્થાપના મુંબઇમાં કરવામાં આવી તે સભા સ્થપાયા પહેલા સવાએક મહીના પર છોકરીઓની નિશાળ પણ સ્થપાઇ હતી જેમ સુરતની "માનવધર્મ સભા" એ ચર્ચેલા વિષયોમાં મોટામાં મોટો વિષય જાદુમંત્રનો હતો તેમ બુદ્ધિવર્ધક સભા" માં જો કે ભાષણો તો ઘણા વિષય પર થયાં હતા તોપણ તેનું મોટામાં મોટું કામ સ્ત્રી કેળવણીનું હતું સભામાં ૧૮૫૧થી ૧૮૬૦ સુધીમાં ઘણા ભાષણો થયા અને મહીને મહીને 'બુદ્ધિવર્ધક ગ્રન્થ" નીકળતો થયો. તેમાં ચર્ચાએલ વિષયોમાં સ્ત્રી કેળવણી (નર્મદાશંકર ૧૮૫૩), "દેશાટન" (કરસનદાસ–૧૮૫૩) 'દેશાભિમાન" અને

ગુજરાતી સુધારકોના મદદગાર અને મિત્રો હતા. શેઠ ગોકળદાસ તેજપાલની પણ સુધારકોના કામ પ્રત્યે સંપૂર્ણ સહાનુભૂતિ હતી

ઉપર ગણાવી ગયા તે સુધારાના સાથીઓમાંથી કેટલાક નામો તો અત્યારે તદ્દન વિસરાઇ ગયા છે. કહાનદાસ મંછારામનું નામ મુંબાઇ યુનિવર્સિટીની એક સ્કૉલરશીપ સાથે જોડાયેલું છે. દલપતરામ પ્રાણજીવન ખખ્ખરકૃત શાકુન્તલનું ભાષાન્તર મરાઠી ઉપરથી છે જેના હજુયે વંચાય છે, અને એ રીતે લોકો તેમને ઓળખે છે આ ભાષાન્તર દલપતરામ બુદ્ધિવર્ધક સભાના મંત્રી હતા ત્યારે ૧૮૬૪ ના બુદ્ધિવર્ધકમાં પ્રથમ પ્રસિદ્ધ થયું હતું ખખ્ખરનો બુદ્ધિવર્ધક સભા સાથેનો સંબંધ ઘણા લાંબા સમયનો હતો ૧૮૫૫ માં તે સભામાં સભ્ય તરીકે જોડાયા, ત્યારથી માંડીને ૧૮૬૮ માં તે રાજકોટ ગયા ત્યાં સુધી તેમણે નિમ રા વાચી છોકરીઓની શાળાના નિરીક્ષક વ્યવસ્થાપક સભાના સભ્ય મંત્રી અને બુદ્ધિવર્ધકના મંત્રી તરીકે કામ કરી સભાના કામમાં સહાય કરી હતી

નાનાભાઇ હરિદાસ (૧૮૩૨–૧૮૮૯) સુરતના વકીલ અને નાગર ગૃહસ્થ હતા અને ૧૮૮૪માં મુંબઇની હાઇકોર્ટના ન્યાયાધીશની પદવી પ્રાપ્ત કરી શકયા હતા આ સ્થાન મેળવનાર તે પહેલા જ ગુજરાતી નહિ પણ કદાચ પહેલા જ હિંદી હતા જૂના કેટલા નવગુજરાતીઓએ તેમનું નામ પણ સાંભળ્યું હશે ' ભાગ્યે જ નાનાભાઇ સોલીસીટરનું નામ ગુજરાતમાં એવું અજાણ્યું નથી તેમની લખેલી સમાજ દુઃખ દર્શક, કામનાથ રૂપસુંદરી વિનલક્ષ્મી અને દીપચંદશા વગેરે સમાજ સુધારાના ઉદ્દેશથી લખાયેલી ચોપડીઓ હવમાં કોક ભાગ્યેજ વાંચતું હશે જેના આર્થિક વારસ્થી ચાલતાં ધર્મશાળા નાનાભાઇ ગજ્જરગામ મ્યુનિસિપલ ગુજરાતી શાળા વગેરે લોકોપયોગી સંસ્થાઓથી તેમનું નામ અમદાવાદમાં કાયમ રહ્યું છે. તે જાતે રાયકવાળ બ્રાહ્મણ હતા, અને સોલીસીટરના ધંધામાં મુંબઇમાં સારું દ્રવ્ય પ્રાપ્ત કરી શક્યા હતા. બુદ્ધિવર્ધક સભા બંધ પડી ત્યારે તેમણે મુંબઇમાં સત્યશોધક

નામની સભા સ્થાપી તેનુ કામ સારી રીતે ચલાવ્યુ હતુ અમદાવાદમા આવી ગયા પછી તમણે ત્યાના જાહેર જીવનમા ઉત્સાહથી ભાગ લીધો હતો અને મ્યુનિસીપાલીટી તથા ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના પ્રમુખ તરી કામ કર્યુ હતુ

મનસુખરામ સૂર્યરામનુ (૧૮૪૦–૧૯૦૭) અષ્ટોત્તર હજુ પણ કેટલીક શાળાઓમા ચલાવવામા આવે છ અને તેમનુ વિચાર સાગર અનેક વૃદ્ધોને ઘડપણમા સાથ આપી તમના જીવનના એકલવાયાપણાને દૂર કરતુ જોવામા આવ છે તમણે ઘણા દેશી રાજ્યાના અને કચ્છના એજટ તરીકે ઘણા વર્ષ કામ કરી ચાર ચાર દિવાનગીરી મારા ગુઝામા છે * એમ કહેવા જેટલી લગવગ મેળવી હતી બુદ્ધિવર્ધક સભા ના તે એક અગ્રગણ્ય સભાસદ હતા ત સભામા તમણે ૧૮૬૭મા જુનાગઢના દિવાન ગોકુળજી ઝાલા ની મુલાકાત વખતે દેશી રાજ્યો વિષે ભાષણ આપ્યુ હતુ તેમાથી જ તમને દેશી રાજ્યો સાથે સબધ થયો હતો બુદ્ધિવર્ધક ગ્રથ મા તે પ્રસગોપાત્ લેખો અને કવિતાઓ પણ× લખતા ૧૮૬૩મા કાનમ મહેસે મુબાઇમા ગુજરાતી

---

* સ્મરણમુકુર

× તમની એક કવિતા અહિ આપવાથી વાચકને રમુજ પડશે

ક થી થયેલુ આશ્ચર્ય

લાડી જેવી લાડીઓ ત હવલીમા રેડી થઈ
દેવીએ રહુ કરી ભોગ અપ્યા ભાવતા
જે પીડે મોટીયા હતા ત મેનિયાવાળા થયા
રતી મેનુ ના દીઠેલુ રતન તોળાવતા
એવ ગાડી ભરે ભરે તે તો ઘો ગાડી ચડે
રૈન ન સુખ સુવ ત રૈન હાથ રાખત
એતો માનવી ચતુર જળ ત્યા પગમા સ્થગ
કરે એવા હરને નો નિત રો સભારતા (૧૮૬૩)

ભાષા માટે સભા સ્થાપવા વિચાર કર્યો અને તે માટે ત્રીસ હજાર રૂપિયાની ટીપ થઇ. એવામાં ૧૮૬૫માં તે મરણ પામ્યા. પણ મનસુખરામના ખાસ પ્રયત્નથી આરૂ ભંડોળ એકઠું થયુ, અને ' ફાર્બસ ગુજરાતી સભા ''ની સ્થાપના થઇ. હમણા જ આ સભા પોતાનું મકાન મેળવવા ભાગ્યશાળી થઇ છે. પોતાના પત્નીનું નામ જોડી તેમણે પોતાના વતન નડીયાદમા "ડાહીલક્ષ્મી પુસ્તકાલય" સ્થાપ્યુ, જે હજુ ઉપયોગી સેવા અર્પી રહેલ છે

રણછોડભાઇ ઉદયરામ (૧૮૩૭–૧૯૨૨) નુ નામ ગુજરાતી સાહિત્યમાં ઘણુ જાણીતુ છે. ગુજરાતી નાટક સાહિત્યના તો તે પિતાજી કહેવાય તેમનુ "લલિતા દુ ખદર્શક નાટક" એક સમયે ખુબજ વખણાતું હતુ, અને તખ્તા પર પણ તે નાટકે સારી ફતેહ મેળવી હતી. "જયકુમારી વિજય" નાટકમા રણછોડભાઇએ સ્વેચ્છા લગ્નને પ્રશ્ન ચર્ચ્યો છે, તેની પોતાના મનપર ઉંડી અસર થઇ હતી એમ કવિશ્રી ન્હાનાલાલે કહ્યું છે એજ તેના વખાણ માટે પૂરતુ છે

૧૮૬૮ મા દલપતરામ ખખ્ખરે મંત્રીપદ છોડયુ ત્યારપછી તેમણે બુદ્ધિવર્ધક સભાના મંત્રી તરીકે કામ કર્યું હતુ

હરિવલ્લભદાસ બાળગોવિંદદાસે પોતાની સઘળી જ મિલ્કત ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને અર્પણ કરી હતી વિદ્યાવૃદ્ધિના કામ માટેના આ અપૂર્વ દાનનાં બીજ "બુદ્ધિવર્ધક સભા" ના દેશપ્રેમી મિત્રોના સહવાસથી રોપાયાં હતા. બુદ્ધિવર્ધક સભા" ના તે કેટલોક વખત ખજાનચી હતા, અને પોતાનો ખજાનો બુદ્ધિ વધારનારી એક

---

મનસુખરામ પૂરેપૂરા વહેવારકુશળ હતા એટલે તેમણે આ શેર સટ્ટાના કાળમા એવુ ચેતીને કામ કર્યું કે પાછળથી તેમને બીજાઓની માફક અનાયાસે મેળવેલુ દ્રવ્ય ખોઇ પસ્તાવાનો સમય આવ્યો નહિ.

સભાને જ આપી તેમણે એ સ્થાન હમેશને માટે જ લઇ લીધુ એમ કહી શકાય !

મોહનલાલ રણછોડદાસ આપણા પ્રસિદ્ધ સાક્ષર કૃષ્ણલાલ ઝવેરીના પિતા હતા તેમણે ૩૮ વર્ષ સુધી કેળવણી ખાતામા કામ કરી ગુજરાતમા કેળવણીનુ બીજ તેમના પિતા રણછોડદાસ ગીરધરભાઇએ રોપ્યુ હતુ તેને વિકસાવ્યુ મુમ્બાઈમા કૉલેજમા અભ્યાસ કરતા હતા ત સમયે તેમણે ત્યાની સુધારાની મડળીઓના કામમા સારો ભાગ લીધો હતા તે બુદ્ધિવર્ધક સભાના સભ્ય હતા અને પારસીઓએ સ્થાપેલ દાદી શેઠ અગીયારીની જ્ઞાન પ્રસારક સભાના પ્રમુખ હતા સ્ત્રી કેળવણીનો ફેલાવો કરવા માટે ' સ્ટુડટસ સોસાઈટી '' એ ૧૮૫૧ થી પ્રયત્ન કરવા માડ્યો ત્યારે હિદુ કન્યાઓને શિક્ષણ આપવાનુ કામ તમણે કર્યુ હતુ

ઝવેરીલાલ ઉમિયાશકર યાજ્ઞિક ( જન્મ ૧૮૩૬ ) રાજકારણના ક્ષેત્રમા પ્રસિદ્ધિ મેળવનાર પ્હેલા ગુજરાતી હતા અને મુબઈની રોજીદ્રની પદવી પામ્યા હતા પણ સમાજ સુધારાના ક્ષેત્રમા તેમણે કાઈ જાણવા જોગ કર્યુ હોય એમ લાગતુ નથી તમણે મનુસ્મૃતિ અને શાકુન્તલના ભાષાન્તર કર્યા છે અને પડિત ભગવાનલાલ ઇદ્રજી તથા ગગા ઓઝાના જીવન ચરિત્ર લખ્યા છે અગ્રેજી વ્યાખ્યાનોમા તેમની કલમ વણી વખણાતી હતી

ગોકળદાસ કહાનદાસ પારેખ રાજકીય ક્ષેત્રમા ઘણા સમય સુધી ગુજરાતના અગ્રગણ્ય નેતા હોઈ " ગોકળમકા " ની પ્રીતભરી પદવી ગુજરાતીઓએ તેમને આપી હતી પણ તેમની આ કારકીર્દિ બુદ્ધિવર્ધક સભાના જમાના પછીની છે શરૂઆતમા તે જ્યારે કેળવણી ખાતામા શિક્ષક અને ઇન્સ્પેક્ટર તરીકે નોકરી કરતા ત્યારે તે બુદ્ધિવર્ધક સભાના કામકાજમા ભાગ લેતા પછીથી તેમણે નોકરી છોડી વકીલાત શરૂ કરી તેમા સારી કીર્તિ મેળવી અને રાજકીય ક્ષેત્રમા ઝપલાવ્યુ પણ તેનુ વર્ણન અહિ અસ્થાને છ

શેઠ મંગળદાસે (જ. ૧૮૩૨) હોળીના તહેવાર ઉપર જે નાગાઈની અને અયોગ્ય દેખાવો થતા હતા તે બંધ કરાવવા માટે મુંબાઇ સરકારને ભલામણ કરી હતી. હિંદુ છોકરાઓને કેળવણી આપવા માટે સ્થપાયેલ "સ્ટુડંટસ લીટરરી એન્ડ સાયન્ટીફીક સોસાઇટી" ને તેમણે નાણાની સારી મદદ કરી હતી. વળી વાર્ષિક ૧૫૦૦ રૂપિયાના ખર્ચે "સર મંગળદાસ નથુભાઈ ગુજરાતી કન્યાશાળા" પાયધોણી પર તેમના તરફથી ઉઘાડવામાં આવી હતી. પરદેશ જનાર વિદ્યાર્થીને સ્કોલરશીપ આપવા માટે તેમણે વીશ હજાર રૂપિયા સરકારને સોંપ્યા જેમાંથી "મંગળદાસ નથુભાઈ ટ્રાવેલીંગ સ્કોલરશીપ"ની યોજના થઇ હતી.

'શેઠ લક્ષ્મીદાસ ખીમજીએ મહારાજ લાયબલ કેસ વખતે મહારાજોના ભોપાળા ઉઘાડા પાડવામાં હિમ્મતથી ભાગ લીધો હતો તે વિધવાઓના પુનર્વિવાહના હિમાયતી અને મદદગાર હતા. માધવદાસ અને ધનકોરબાઇના પ્રખ્યાત પુનર્લગ્ન પ્રસંગે કપોળ જ્ઞાતિના આગેવાન તરીકે શેઠ મંગળદાસ નથુભાઈએ લગ્નની વિરૂદ્ધ મક્કમ વલણ લીધુ હતુ, પણ શેઠ લક્ષ્મીદાસ ખીમજીએ પરણનાર જોડાને સારી સહાય આપી હતી. હિંદુઓનો મોટો ભાગ વિધવા વિવાહની વિરૂદ્ધ હોવાથી વિધવાઓ દુરાચારમાં પડી બાળહત્યા અથવા ગર્ભહત્યા કરે છે. આ અનાચાર અટકાવવા માટે તેમણે અગ્રભાગ લઇ પંઢરપુરમાં "બાળ-રક્ષકગૃહ" નામની સંસ્થા સ્થાપવાના કામમાં સારી આર્થિક મદદ કરી હતી.' મુંબઇમાં ચાલતા જુગારને અટકાવવામાં તેમણે પોલીસ કમિશનર મી. ફોરજેટને ઘણી મદદ કરી હતી. તેજ પ્રમાણે દુકાનો અને વખારોમાં ચોરીઓ કરાવનાર અને વેપારીઓ પાસેથી જોર જુલમથી પૈસા કઢાવનાર મુંબાઇના જાણીતા મવાલી સરદાર માધુ મોગર ઉર્ફે માધીયાને પોલીસ પાસે પકડાવી તેમણે મુંબાઇની વેપારી આલમનો આશીર્વાદ મેળવ્યો હતો.

બુદ્ધિવર્ધક સભા " ગુજરાતમા આ સમયે સ્થપાયેલી સર્વ સભાઓમા મુખ્ય હતી એમ કહી શકાય. તેની સામે આખા દેશની મીટ મંડાએલી હતી તેનું અનુકરણ બીજી સભાઓ કરતી. તેમા થએલ ભાષણોના હોકારાના પડઘા ગુજરાતના ઉંડા ખુણાઓમા પણ પહોચતા તેની પાસે ઘણી ઘણી આશાઓ રાખવામા આવતી હતી તેમાથી કેટલીક તે પૂરી કરી શકી હતી, પાછળના ભાગમા તે શિથિલ પડી ત્યારે મ. રૂપિત નર્મદાશંકર વગેરેએ તેના ઉપર સખ્ત ટીકાઓ કરી છે અને ૧૮૫૮ મા કવિ દલપતરામ મુંબાઈ ગયા ત્યારે સભાનુ કામ ધમધોકાર ચાલતું હતુ ગંગાદાસ તેના સેક્રેટરી હતા તે વખતે કવિએ સભામા કહેલુ કવિત બુદ્ધિ વર્ધક પાસેથી કેવી કેવી આશાઓ રાખવામા આવતી હતી તે બહુ સારી રીતે દર્શાવે છે. આખી કવિતા ૬૬ લીટીની છે તેથી આખી આપતા વિસ્તાર થઇ જવા માટે અહિં મૂળનો ભાવાર્થ જળવાઈ રહે તેવી રીતે ટુંકાવીને મૂકી છે—

નવી નવી વિશાળ તો નિશાળ જે કરાવવી,
ગણાવિ ગામ ગામ ઠામ ઠામમા ઠરાવવી,
નિબંધ ને પ્રબંધ છંદ ચોપડી છપાવવી
ખરેખરી ધરીજ ખૂબ ખંતથી ખપાવવી
ઉમૂજદાર સાર શોધિતી સભા સ્થાપવી
મહા મહા મનોરથોની ધુમ ત્યાં મચાવવી,
ખરાબ ચાલ ખંડિ સારી ચાલ તે ચલાવવી
સર્વે સ્થાપી લોક લેશ લાજ તો ન લાવવી.
વિના તણા લગ્નમણુ પ્રથા ઘણા ઘગાડવા
અપાર ઉદ્યમો રચી નિરૂદ્યમી મટાડવા
અનાજિયા ભિખારિયોનુ ભુખ દુઃખ ભાગવુ
હમેશ એ ઉપાયમાજ લક્ષ રાખિ લાગવુ

પ્રવીણ રાખી પંડિતો સ્વધર્મ શુદ્ધ થાપવા,
વિરોધ ક્રોધ કાઢવા સદા સુબોધ આપવા
વિલાયતી વરાળ યંત્ર મૂલ દૈ મગાવવા,
વિવેકથી અનેક કામ કાજમા લગાવવા
સભા સમે શકે ન આવિ નામદાર નારિયો,
ખુણે પડી ખુવેજ કામ મધ્યમા બિચારીયો,
ભણ્યાની ભાતભત તેની વેદના નિવારવી,
વિશેષ શુદ્ધ બુદ્ધિ બુદ્ધિવર્ધકે વધારવી
બુદ્ધિ વિશેષ વધારવી કરવા મોટા કામ,
હૈયામા હિમ્મત ઘણી, રાખી દલપતરામ

બુદ્ધિવર્ધક સભાએ આમાનુ ઘણુ કામ કર્યુ હતુ એમ કહી શકાય છોકરા અને છોકરીઓની નિશાળ સભાએ ઘણા વખત સુધી ચલાવી હતી સભામા અનેક નિબંધો વચાયા હતા અને પ્રબંધો પણ સભા તરફથી છપાયા હતા તેમાનો એક તો ‘ ગુજરાતી હિંદુઓની સ્થિતિ અને તેને સુધારવાના ઉપાયો ’ (૧૮૬૫) કવિ દલપતરામે જ લખ્યો હતો જે માટે તેમને સભાએ રૂ ૩૦૦) નુ ઇનામ આપ્યુ હતુ સભા નિબંધો અને પ્રબંધો છપાવવા ખત રાખતી હતી છતા બુદ્ધિવર્ધક ગ્રથ ’ ની ૪૦૦ નકલો મુશ્કેલીથી ખપાવી શકતી હતી, પણ તેમા તેનો દોષ કાઢી શકાય નહિ સભાના કેટલાક સભ્યોએ ભગીરથ પ્રયત્ને તથા ભીષણ જોખમો વેઠી કેટલીક ખરાબ ચાલો સાથે લડત ચલાવી હતી અને કેટલીક સારી ચાલો શરૂ કરી હતી એથી પણ વધારે સભા કરી શકત પણ ૧૮૬૫ ના શેરસટ્ટાના પતનમા જેમ લાખોપતિઓની પુજી ધમકાઈ ગઇ તેમ આ સભાનુ નૂર પણ લગભગ આ અરસામા હણાઇ ગયુ જો કે તે હજુ કેટલાક વર્ષ ચાલુ રહી, તોપણ પોતાની અસલની ઝલક તે ફરીથી પ્રાપ્ત કરી શકી નહિ

,બુદ્ધિવર્ધક સભા અને હવે પછી વર્ણવીશુ તે જ્ઞાન પ્રસારક સભા બન્નેની ઉત્પત્તિ ' સ્ટુડટસ સોસાઇટી"

**સ્ટુડંટસ સોસાયટી** માથી થઈ હતી. આ સોસાયટી લગભગ ૧૮૪૭ મા એ'લીન્સ્ટન મદ્રેસાના ગણિતના પ્રોફેસર પાટનના પ્રોત્સાહનથી સ્થપાઈ હતી પ્રો પાટન સ્ત્રીકેળવણીનો ખાસ હિમાયતી હતો તેણે આ સોસાઇટી દ્વારા પ્રથમ કન્યાશાળાની સ્થાપના કરી તેથી નર્મદાશંકરે તેને " સ્ત્રી કેળવણીનો તાત " કહ્યો છે સ્ટુડટસ સોસાઇટીના સભ્યો મુખ્યત્વે એ'લીન્સ્ટન મદ્રેસાના વિદ્યાર્થીઓ જ હતા આ વિદ્યાર્થીઓએ પોતાના જ્ઞાનનો લાભ પોતાના અન્ય ભાઇઓને આપવા માટે જુદી જુદી મ ડળીઓ સ્થાપી ત પ્રમાણે દક્ષિણી વિદ્યાર્થીઓએ " મરાઠી જ્ઞાન પ્રસારક સભા ' ગુજરાતી હિન્દુ વિદ્યાર્થીઓએ ' બુદ્ધિવર્ધક સભા " અને પારસીઓએ જ્ઞાન પ્રસારક સભા " સ્થાપી

**જ્ઞાન પ્રચારક મંડલી**

બુદ્ધિવર્ધક સભાની સમકાલીન જ્ઞાનપ્રચારકમડલી પારસીઓએ કાઢી હતી, પણ તેમા હિંદુઓ પણ ભાગ લેતા હતા તે એ'લીન્સ્ટન મદ્રેસામા મળતી હતી ૧૮૪૯ ના જૂનથી આ મડલીએ ૫૦ પાનાનુ 'ગનેઆન પરસારક એવે એનમ તથા હોનરેનો ફેલાવો કરનારુ ચોપાનાઉ' મહિને મહિને કાઢવા માડયુ તે દફતર આશકારા છાપખાનામા છપાતુ હતુ અને ફરેક ચોપાનાઆની કિમ્મત અક આના રાખવામા આવી હતી તેમા નીત્ત ઉપયોગી વિષયોની સાથે જ્ઞાન પ્રચારક મડલીમા વચાએન ભાષણો તથા. તે પર થએલી ચર્ચા આપવામા આવતી પાછળથી હિંદના દાદાનુ નામ પામેલ દાદાભાઇ નવરોજીએ હિંદના સબધે અનેક ભાષણો આ સભામા કર્યા હતા

નમ નરા કરના  શ્રી કેગરગુી  ના લેખમાના નીચેના કકરા પરથી મગાભર દેખાઇ આવે કે

"શુ શ્રી તનમા ભણવા ! બુદ્ધિ નથી ? શુ શ્રી ગ્નત પુરૂષની પેઠે મમ રમ  ામ કરવા  અશક્તિમાન  છે ? જે સ્વતત્રતાથી પુરૂષ યશ મેળવ છે ત સ્વતનતા શ્રીને હાય ના શુ એ તેવા યશ ન મેળવી શક એ બાબતમા યુરોપ અમેરિકાની શ્રીઓના દાખના જેટના જોઇએ નટના છ ? શુ આપણામા નથી ? પ્રથમ શ્રીઓના ઉપર લક્ષ શ્રમ આપી તેઓને કેળવવી તથા સ્વતનતા આપવી અને પછી જાવુ ક તેઓ પુરુષના જેવો યશ મેળવી શકે છે કે નહી ? [2]

નિત નીચેનુ વાન્ય શ્રી જીવનના મત મહાપ્રશ્નાના અર્ધરૂપ છે — માગમ ગબ્દમા પુરૂષ અને સ્ત્રી મને છે મન્ને આમર સ્વભાવ લાગણી ને સમજણમા ઘણા ભગ મરખા છે કે શ્રીઓને અમુક હક્ક આપવા કેળવણી આપવી સ્વતનતા આપવી એ પ્રશ્નો ચર્ચતી વખત ટૉ સ્ટૉયનુ મહાવાક્ય ભૂલી જવાય છે ક કોઇ વર્ગને યાય આપવાનો મેગામા મોટા રસ્તો એજ છે કે તેમની માથ ઉપરથી આપણે નીચે ઉતરવુ " શ્રીઓને ન્યાય આપવાનો ઉત્તમ માગ એ છે કે પુરૂષો તેમના મનુષ્યત્વને ઢમારી બેઠા છે તે ભાગ દુર કરવા શ્રી જીવનનો પ્રશ્ન હિન્દુસ્તાન કે વિલાયત પૂવ કે પશ્ચિમ અથવા પ્રાચીન ક અર્વાચીન કાળનો મર્યાદિત નથી આપણે જેમને સ્ત્રીઓના હક્ક આપનાર પ્રજાઓ માનીએ છીએ તેઓ પણ મનુષ્ય તરીકે સ્ત્રીઓની ગણના ભાગ્યેજ મ ચિત રીતે કરે છે આપણે વ્યવહારમા શુ કરીએ ને શુ નહિ એ જુદી વાત છે પરતુ વિચારમા પણ છેક દુકેથી અટકી જનાર ઘણા ઘણા છે સ્ત્રીઓમા મનુષ્યત્વ સ્વતત્ર મનુષ્યત્વ-પુરુષના જેટલુ જ છે એમ કબુલ રીએ તો વિધવા પુર્નલગ્નના

---

2 નમ મર સ્ત્રી જીવન

દેશોમા જઇ આવવુ જોઇએ અને તેમની ઉન્નતિ નજરે નિહાળવી જોઇએ પરદેશીઓ ઉંચી સ્થિતિએ પહોચ્યા તેનુ કારણ તેમનો દેશાટનનો સ્વભાવ છે આવા આવા વિચારો આવવાથી યુવાનોમા દેશાટન માટે પ્રેમ ઉત્પન્ન કરવાની જરૂર સુધારક મંડળને લાગી પણ પરદેશ ગમનની સામે ને કોની નીકળાની સાથેજ શાસ્ત્રનો સાથ અને જ્ઞાતિ મહાજન ગહુવાનો ડર આવી ઉભા રહ્યા ને સર્વ વિઘ્નો અને વિપત્તિઓની સામે થઇ ભેગ અને થવાનો બોધ સભાઓ સભામા ભાષણમા અપાવા લાગ્યો ૧૮૫૩ મા કરસનદાસે બુદ્ધિવર્ધક સભામા 'દેશાટન' વિશે નિબંધ વાચ્યો હતો ને અનેક સબોધ દલીલોથી ભરેલો હતો તેમાની એક નવીન વાત પણ ખૂબ જોર શોરથી ચર્ચાઇ રહી છે ને એક પરદેશી સત્તાનો માલ આપણા દેશમા ચોકસબધ આવવા માડ્યો છે તેથી કારીગરોના ધંધા ભાગી પડ્યા છે માટે હુન્નર ઉદ્યોગ શીખવા જુવાનોએ પરદેશ જવુ જોઇએ આ નિબંધ બુદ્ધિવર્ધકના ત્રીજા અંકમા પ્રસિદ્ધ થયો છે તેની લોકો પર સારી અસર થઈ હતી વળી આ વિષયમા જુવાનોને જુસ્સો ચડાવવા માટે કવિ નર્મદાશંકરે પોતાની લાક્ષણિક જુસ્સાદાર શૈલિમા લખ્યુ —

જવાય નહિ પરદેશ ભ્રષ્ટ થવાને બ્હાને
ભર્યા સ્વારથી શાસ્ત્ર શીખ્યા ને નાદાને
રખે વતનની જાણ થાય પર રાજાઓને
રખ દેશ નિજ જાય ભમાવ્યા ક્ષત્રિઓને ૪

આ જાતનો સુધારાનો બોધ બુદ્ધિ વર્ધક સભા મા અનેક ભાષણો દ્વારા થતો અને તેના ભણકાર જ્ઞાતિઓમા પણ સંભળાવા લાગ્યા હતા

૧૮૫૫ મા કરસનદાસે સત્ય પ્રકાશ કાઢ્યુ તેમા સુધારક વિચારના યુવાનો નિબંધો તથા છૂટક લેખો લખવા લાગ્યા આ પ્રમાણે ગુજરાતીઓના મનમા જૂના અને નવા વિચારોનુ યુદ્ધ શરૂ થયુ

---

૪ હિંદુઓની પડતી

# પ્રકરણ ૪ થું

## ' યા હોમ કરીને પડો "

૧૮૬૦—૬૧ થી ૧૮૭૬–૭૭

સુધારા માટે મોધ પુષ્કળ અપાયો હવે તે આચારમા મૂકાવો જોઈએ એમ સુધારક મડળના અગ્રેસરોને લાગ્યુ જ્ઞાતિ ભેદ વિધવા વિવાહ પરદેશ ગમન ધાર્મિક સુધારો વગેરે બાબતોમા કરવા લાયક સુધારા અમલમા મૂકવા માટે હવે ઝપનાવવુ જ જોઇએ એમ સુધારાનો કર્મ કાળ આ કાળ દરમ્યાન અગ્રેસરોએ વર્તનથી–પોતાના દષ્ટાતથી–દર્શાવી આપ્યુ આ પ્રમાણે સુધારાના સિદ્ધાતોને આચરણમા ઉતારનાર વીરોમા ત્રણ મુખ્ય છે–કવિ નર્મદાશકર કરસનદાસ મૂળજી અને મહીપતરામ રૂપરામ સુધારાનો કર્મકાળ ૧૮૬૦ મા શરૂ થાય છે તેવામા આ ત્રણે વીરો એક એક મહાન કાર્યમા ઉતરે છે નર્મદાશકર ૧૮૬૦ મા જદુનાથજી મહારાજ સાથે પુનર્લગ્ન ઝગડામા ઉતર્યા તેજ વર્ષમા મહીપતરામ વિલાયત ગયા અને કરસનદાસ મૂળજીએ તેજ વર્ષના અકટોબરની ૨૧ મી તારીખના સત્ય પ્રકાશમા એક લેખ[1] લખ્યો જે માટે ત પછીના વર્ષમા જદુનાથજી મહારાજે તેના પર બદનક્ષીનો કેસ માંડ્યો વળી આજ વર્ષમા એક મોઢ વિધવા બ્રાહ્મણીએ પુનર્લગ્ન કર્યુ

કવિ નર્મદાશંકરનો જન્મ સુરતમા સને ૧૮૩૩ મા થયો હતો તેમના બાપનુ નામ લાલશંકર અને

**નર્મદાશંકર**

માનુ નામ રૂક્ષ્મણી હતુ પાચ વર્ષની વયે બાળ વિદ્યે ગામડી નિશાળે મૂકવામા આવ્યા હતા અને પછી તે અંગ્રેજી શાળામા દાખલ થયા ૧૧ વર્ષની વયે તે અંગ્રેજી શાળામા દાખલ થયા અને ત્યાનો અભ્યાસ પાચ વર્ષમા પૂરો કરી તે કોલેજમા ગયા પણ આ મહિનામા સામાજિક ઉપાધિઓને લીધે અભ્યાસ મૂકી નોકરી લેવી પડી કવિએ ૧૮૫૨ મા રાંદેરમા અને પછીથી સુરતમા શિક્ષકની નોકરી કરી ૧૮૫૩ મા તેમની પ્રથમ સ્ત્રી ગુજરી ગઇ અને કવિ મુંબાઇ આવી પાછા મહાવિદ્યાલયમા દાખલ થયા ૧૮૫૫ થી નર્મદાશંકરે કવિતા કરવા માડી તેજ વર્ષમા બુદ્ધિ વર્ધક સભા મા મંડળી મળવાથી થતા લાભ વિષે ભાષણ કર્યું ૧૮૫૫ થી ૫૮ સુધીમા કવિએ ઘણી કવિતા બનાવી અને આ કવિતા બનાવવાની ધૂનને લીધેજ તેમને કોલેજ છોડવી પડી

૧૮૫૮ મા કવિએ પોતાની જીંદગીમા મહાન પરિવર્તન કરનાર નિશ્ચય કર્યો તેમણે નોકરીનુ રાજીનામુ આપ્યુ અને હવે પછી નોકરી ન કરતા બધુ જીવન શારદા સેવનમાજ અર્પણ કરવાનો નિશ્ચય કર્યો આજ વર્ષમા તેમણે અત્યાર સુધીમા બનાવેલ કવિતા નર્મ કવિતા' નામથી છુટક અંકોમા પ્રસિદ્ધ કરવા માડી ૧૮૫ મા વિધવા ચિત્ર વાળી કવિતના અંકો પ્રસિદ્ધ થવાથી સુધારાવાળાઓમા કવિનુ માન અત્યંત વધી ગયુ ૧૮૬૪ મા હિંદુઓની પડતી લખી તેમણે વહેમ જીવન સામે યુદ્ધ કરવા હિંદુઓને ઉશ્કેર્યા પરંતુ કવિ કરતા પણ રૂઢ મતના વિના અને પ્રથમ કાયદાર તરીકે નર્મદાશંકર ગુજરાતી સાહિત્યમા વધારે જાણીતા રહેશે સુધારા સબધીના નર્મદાશંકરના મૂળ વિચારો નર્મકવિતા

અને નમગદ્યમાથી મળા આવે છે. પાછળથી કવિના વિચારો બદલાયા, તે "ધર્મ વિચાર"મા દર્શાવ્યા છે. પોતાના મત પરિવર્તન વિષે કવિ લખે છે, "સોળ વર્ષ સ્વધર્મથી પતિત રહ્યા પછી પાછો સ્વધર્મના સિદ્ધાન્તોને માનતો થયો. ૧૯૩૩–૩૪ મા નિવૃત્તિ પ્રવૃત્તિનાં ભાષણ કીધા ને ૧૯૩૫ મા ગ્રહણ કાળ પાળવા વિષે પત્રિકા પ્રસિદ્ધ કીધી. તેથી લોક સાએ જાણ્યુ કે મારા વિચાર બદલાયા." એટલે કવિના ૫૩ વર્ષના જીવનમાથી ૩૭ વર્ષ તો તેમણે પ્રાચીનતાની છાયામાજ વીતાડયા હતા, માત્ર વચ્ચે થોડો સમય તે સુધારા સાથમા ઘુમ્યા, એ યાદ રાખવા જેવુ છે.

૧૮૬૦ મા કવિ સુધારક સૈન્યના સેનાની મન્યા સુરતમા દુર્ગારામ મહેતાજીએ વિધવા વિવાહનો પ્રશ્ન ઉઠાવ્યો હતો, અને શાસ્ત્રમા વિધવા વિવાહની છુટ છે એમ બોધ કરતા વૈષ્ણવ સંપ્રદાયના મહારાજ જદુનાથજી મુબઇ આવ્યા તે સમયે નર્મદાશંકરે તેમને વિધવા વિવાહ વિષે શાસ્ત્રાર્થ કરવા આહ્વાન કર્યુ અને શાસ્ત્રમા વિધવા વિવાહની મજુરી છે એ હુ ભરી સભામા સિદ્ધ કરી આપીશ એવા હસ્તપત્રો પ્રગટમા વહેચ્યા જદુનાથજીએ નિમંત્રણ કબુલ રાખ્યુ અને સભા બોલાવી કવિ પાછલે પહોરે ત્રણ વાગે સભામાં ગયા. કોઇ સુધારાવાળાની તેમની સાથે જવાની હિમ્મત ચાલી નહિ. માત્ર કરસનદાસ બાવો તેમની સાથે ગયો, અને કવિના પિતા જ્યારે ગભરાઇને સભામા દોડી આવ્યા ત્યારે કવિએ તે ડોસાને આ પહેલવાનના રક્ષણ નીચે સહીસલામત પાછા મોકલી આપ્યા. સભાગૃહમાં અને બહાર મળી લગભગ એક હજાર મહારાજ ભક્તો નર્મદને ડારવા હાજર થયા હતા અને કોઈ ટીખળી "નર્મદાશંકરની ખે" એવા પોકાર પણ કરતા. પણ કવિ એમ ગભરાય તેવા ન હતા. તેમણે તો કહ્યુંજ હતુ કે "ત્યુથરે તો એમ કહ્યુ હતુ કે ગ્રેહેવનાં જેટલાં નળિયાં છે તેટલા મારા દુશ્મનો હશે તો પણ હું

મારૂ મત ડોડવાનો નથી પણ હું તો કહું છુ કે ને નગીયા ભાગ્યાથી ન્હાની ન્હાની જે કડીઓ થાય તેટલા માગ દુસ્મનો હશે તો પણ હું રૂઢા ગ૦ની દર ૧૦ ગાખવાનો નથી' સભામા મહારાજે કવિને યુક્તિથી પૂછ્યુ તમે વેદશાસ્ત્રને ઈશ્વરકૃત માનો છો કે નહિ?" આ પ્રમાણે પુનર્વિવાહનો પ્રશ્ન છોડી દઈને જદુનાથજી આડે માર્ગે ઉતર્યા અને પુનર્વિવાહનો પ્રશ્ન ચર્ચાયો જ નહિ. આ વખતે કવિએ શાસ્ત્રના કર્તૃત્વના આકસ્મિક પ્રશ્નમા ઉત્તરવુ જોઇતુ ન હતુ એમ અનેક સ્થળેથી કહેવાયુ છે તેના જવાબમા નર્મદાશંકરે લખેલા શબ્દો અહી ઉતારીશુ તો બસ થશે "સુધારાવાળા જો કે અહીંકથી મ્હારી સાથે સભામા આવ્યા ન્હોતા તો પણ તેઓ મારા દોષ બોલવા લાગ્યા કે શાસ્ત્ર કોના બનાવેલા છે એ તકરાર ન્હોતી મ્હાડવી મેં કહ્યુ કે હું મારા વિચારથી ઉતરું નહિ જોતુ ને પુનર્વિવાહની તકરાર ચાલી હોત તો જદુનાથજીના કહેવા પ્રમાણે 'શાસ્ત્ર ઈશ્વરકૃત છે' એ ઉપરથીજ હું પુનર્વિવાહ કરવો સિદ્ધ કરત તમે તો એમી ગરો ખુબો.' [1]આ પ્રમાણે ગમે તેમ પણ આ વખતે તો જદુનાથજી છટકી ગયા પણ કરસનદાસ એમ હાથમા આવેલ મહારાજને છટકી જવા દે તેમ ન હતું તેણે મહારાજના પ્રશ્નનો ઉત્તર આપ્યો અને જદુનાથજી પાસે પ્રત્યુત્તર માગ્યો તથા નવા સવાલ પૂછ્યા આમાથી મહારાજ લાયબલ કેસ જન્મ્યો

નર્મદાશંકર પોતાને જે સત્ય લાગે તે કરવામા લોકાપવાદથી જરાપણ ડરતા નહિ એટલુજ નહિ પણ નમારાથી થાય તે કરી લો હું તો મારા મનનું ધાર્યું કરીશ એ પ્રમાણે લોકોને આવાહન આપવામા તેમને રમ આવતો એથી તેમણે ૧૮૬૫-૬૬ મા એક વિધવાને પોતાના ઘરમા આશ્રય આપ્યો આનુ કારણ કેટલાક કવિની વિલાસવૃત્તિ હતુ એમ ગણે છે પણ વિલાસી મનુષ્ય આ પ્રમાણે

---

૧ મારી હકીકત—નર્મદાશ ર

ઉત્રાડી રીતે સમાજની વિરૂદ્ધનું આચરણ કરતો નથી તેનાં કૃત્યો ખાનગી હોય છે. નર્મદાશંકરના આ ખુલ્લા વર્તનથી તેમના જ્ઞાતિ બંધુઓ ગુસ્સે થયા અને તેમને સહ કુટુંબ નાત બહાર મૂક્યા. તેનું મુખ્ય કારણ એ હતું કે આ વિધવા સ્વજ્ઞાતિનીજ હતી. થે ડાં વખતમાં આ બાબતનું તો સમાધાન થઇ ગયું, પણ ત્યાર પછી ફરીથી નર્મદાશંકરે સ્વજ્ઞાતિની એક બીજી વિધવાને આશ્રય આપ્યો; તેથી તેમની જ્ઞાતિ સાથે તેમને જે કલહ ઉભો થયો તે કદી શમ્યો નહિ. કહેવાય છે કે કવિએ આ બાઇ જેનું નામ નર્મદાગૌરી હતુ તની સાથે ૧૮૬૯–૭૦મા ખાનગી રીતે પુનર્લગ્ન કર્યુ હતુ. તેનાથી તેમને જયશંકર નામનો પુત્ર થયો હતો તે કવિના મૃત્યુ પછી થોડા વર્ષ જીવ્યો હતો. કવિએ જાહેર રીતે પુનર્લગ્ન કર્યું હોત તો સારૂં એમ ઘણા કહે છે, પણ નાગરની નાતમા એક સ્ત્રી જીવતી છતા બીજી સ્ત્રી પરણી શકાય નહિ એવો ધારો છે તેથી નર્મદાશંકરે કદાચ આ પ્રકારે ખાનગી લગ્ન કર્યુ હોય એમ કહેવાય છે.

નર્મદાશંકરના સુધારા સંબંધીના વિચારો નર્મગદ્ય તથા નર્મકવિતામા મળી આવ છે. તેમના કહેવા પ્રમાણે પોતે ૧૮૫૯મા પ્રથમ "સંસ્કારી" સુધારા વાળા થયા. કવિના આ સમયના વિચારો ખૂબ આગળ વધેલા છે, અને તે તેમણે ઘણીજ જુસ્સાદાર વાણીમા પ્રકટ કર્યા છે.

ગંગી—સ્ત્રીયોને છુટ આપવા વિષે, એ કાવ્યમા કવિ લખે છઃ-

પગરખાં અમે કાન પહેરીએ, છત્તરીયો હમે કાન હોડીએ,+

+ અરે સ્ત્રીઓ ઉપર કુના ચાલનો કેટલો જુલમ છે? ગમે તેવા તાપમા જવું હોય તો, સ્ત્રીઓએ ચૌટામા જોડા પહેરાય નહિ. ગમે તેવા વરસાદમા જરૂરના કામે જવું પડે તો પણ તેમનાથી છત્રીઓ ઓઢાય નહિ. ગમે તેવી ટાઢ પડતી હોય પણ પગમા કે હાથમા મોજા પહેરાય નહિ— દલપતરામ (ગુજરાતી હિંદુઓની સ્થિતિ ૧૮૬૫)

સમજતા થયે લગ્ન કા નહી લગન કેમ રાડેલીને નહી ?

વૈધવ્ય ચિત્ર"મા કવિએ વિધવાઓના દુખનુ વર્ણન હૃદય ભેદક રીતે કર્યું છે તે છપાયુ કે તુરતજ લોકાદરને પામ્યુ હતુ અને થોડા સમયમા તેની ત્રણ આવૃત્તિઓ થઇ હતી તેનાથી ખુશ થઇ એક પારસી મિત્રે છાપનારનુ રૂ ૧૦૦)નુ બીલ પોતાના તરફથી ચુકવી આપ્યુ હતુ વિલાપ કરતી વિધવાની પાસે કવિ કહેવડાવે છે

પુરૂષનુ અને કેમ લગ્ન રે ? વહુ મરી ગયે ન ફરી અરે ?
પશુ થકી અમે શુ અરે ગયા ? સમજી નાતરા તે કરો કલા
દુખ અનકને સહવો પડે, દિવસ કેમ તે ત્યારે રડે,
પતિ વિના બીજા કોની આગળ અરર નાચીએ દુખ ડાગળ ?
ઘર ખુણે રહી રોઇએ નિતે નથીજ ગણીએ સર્વ સૃષ્ટિ ત,
કરીની પેઠે બુમ પાડીએ રિત કસાઇની પાળી રાખીએ
હહહ હાય હા હાન હાયરે મરી ગયા અરે જીવ ત્યારે,
અરર રૂડી એ પાડ માનીએ જીવ થી જતા કેમ રાખીએ ?
જનમવે અરે કા મુઆ નહિ ? વરની સાથ રે કા મુઆ નહિ ?
શરીર રોગથી કા મુઆ નહિ ? જ્યમ ત્યમે કરી મ મઆ નહિ ?
અરર મા અને બાપ ભાડુઓ, દુખ તમે અરે કેમ છો જુઓ ?
વિષ તમે અરે કા ન દીધુ રે ? અરર મોતને ભોત સીધુ રે
શુ કરીએ અરે આત્મ ઘાતરે ? શુ કરીએ અરે ગાર્ગ ઘાતરે ?
શુ કરીએ અરે જાર કર્મરે ? શુ ભુલીએ અરે ધર્મ અર્થ રે ?
પુરૂષ દેહ શુ ભાગ્ય શાલીરે ? અમગ નારીની શુ નકારી રે ?
સરજીઆ તમે પુણ્ય કારણે ? મરજીયા હમે પાપ ભરણે ?
પશુ દશા તમે તો કરો બહુ અમતણી ત્યમે ના કરો સહુ ?
ગહુજ દીનને દાન દો ખરે ગરીબ રાન્ને દોષ દો અરે

છેવટે કવિ લોકોને વિધવા વિવાહનો ચાલ શરૂ કરવા માટે

વિનતિ કરે છે અને "પુનર વિવાહ સમયે ગાવાનું ગીત" આપી આ ગ્રંથ પુરો કરે છે.

૧૮૬૨ ની આખરે કરસનદાસે બુદ્ધિવર્ધક સભામાં સુધારા સંબંધે ભાષણ આપેલું ત્યારે કવિએ "વહેમનો કોટ તોડી પાડવા વિષે"ની જુસ્સાદાર કવિતા વાંચી હતી.

બહુ ધર્મ વ્હેમે, બહુ ધર્મ વ્હેમે,
બહુ ધર્મ વ્હેમે, આડકોટ રચાયા.

× × × ×

સાહસ તોપ ગોળે, નીચે તોડી પાડો,
નીચે તોડી પાડો, આડા વ્હેમ કોટો.

હિંદુઓની પડતી" એ કાવ્યમા કવિએ આપણા સર્વ ખરાબ રીત રિવાજોની સખ્ત ઝાટકણી કાઢી છે દેશમા ભકિતના ઢોંગને લીધે દુનિયાની વાતો તરફ બેદરકારી છે લોકો ભણતા નથી. બ્રાહ્મણ, જોગી વગેરે ધુતારાઓ શ્રમ વિના ગળી ખાવાને માટે મૂર્તિઓ માડી બેઠા છે. અજ્ઞાની લોકો પથ્થરને અને પાડાને પણ દેવ કહીને પૂજે છે. અત્યંજોને અડકવામા પાપ છે એવો ખોટો વહેમ ચાલે છે. ભ્રષ્ટ થવાના બહાના નીચે લોકો પરદેશ જતા નથી તેથી તેમના જ્ઞાનમા વૃદ્ધિ થતી નથી. સ્ત્રીઓની દુર્દશા છે. તેમને કોઇ ભણાવતુ નથી. વિધવાઓ પુનર્લગ્ન કરી શકતી નથી ત્યારે વિધુરો ગમે તેટલી વખત પરણી શકે છે. આવા અનેક દુષ્ટ રિવાજોને કવિ એક પછી એક ગણાવી સખ્ત શબ્દોમાં નિંદે છે, તે સમયમાં પ્રચલિત વહેમો, જે હજુ પણ કેટલેક ઠેકાણે ચાલે છે, તેના વિષે કવિ કહે છે—

મારણ જારણ મોહ, જાદુ ને ખરાં મનાયે;
નજરબંધીને મંત્ર, ચાતુરીથીજે થાયે.

ગાઠ મીઠેથી નજર ઉતારે ભૂતા જાયે,
ચાટલી જો પકડાય ભૂતની ન્યાવ થવાયે
ઉતરે વીછુ સાપ વળી હડકાયુ હોયે
મન રે બહુ કામ એમ ભાવ જન જોયે
મંત્ર તંત્રના ઢોંગ સિદ્ધિ આપે છે મોટી
અખંડ બળતો દીપ જપતો વિઘ્નો કાપી
માદળીયા તાવીજ લીંબુને ચપ્પુથી તો,
નડે મેનુ નહિ કોઇ શત્રુ જીતવાની રીતો
ઘણાક તન મન રોગ ભૂત પિતૃદેવોથી,
કરે ન ઓસડ એમ રોગ નથે પછી કોથી?

કાવ્યના અંતે કવિ હિંદુસ્તાનના ભવિષ્યના ઉદયની આશા દર્શાવતા કહે છે—

દિવસ હતો છે ગત વળી પાછો દી ઉગશે
તનમનધન બળ તહ ફરીથી બહાર નીકળશે

× × × ×

બાળલગ્ન નહિ થાય સ્વયંવરથી પરણાશે
સમજૂ સ્ત્રીથી બાળ સુઘડ રીતે ઉછરાશે.
જાતિ બંધનો તુટે પરસ્પર જમતું થાશે
મૈત્રી વધશે તેમ સંપથી સહુ રહેવાશે.
જશે જન પરદેશ નવુ ત્યાં જાણીને જોશે
આવીને નિજ દેશ શોભનો કરશે હોંશે.
જાતિભેદ ટળી જશે પંથ પાખંડી ઘટશે
એક ધર્મના સર્વ હિંદુઓ તારે બનશે

આવાજ પ્રકારે આશાવાદ કવિએ "ગુજરાતીઓની સ્થિતિ" નામના નિબંધમાં દર્શાવ્યો છે તેમાં કેટલા સમયમાં અમુક અમુક સુધારો થશે અને અમુક સમયમાં ગુજરાત કેટલો આગળ વધશે તેની ॥

વ્હેમી બહુ ગુજરાત તહાં સુધરા પડી,
સેનાનીમાં એક કવિ નર્મદ છે લડી.
પ્રેમ શૌર્યમાં મગ્ન, હાથ કડખે બન્યો છે,

અપનાવવા ગયો, વાટ તે જોઇ રહ્યો છે
દાખવવાને હાથ, નથી રહ્યું રણભૂમિ એ,

દેશ–સમય જન રંગ, જોઉં છું મૂળે ફીકા
નથી સેન તૈયાર એક પણ વાતે હમણાં,

નથી પ્રેમને નેમ, શૌર્યના તો છે સમણાં
તો પછિ રોએ કેમ, ભલા હિમ્મતને આદમ '
એમ રડ્યું હાય, રડ્યા વણ રોએ શો જમ ×

પણ પોતાના વાચકોને પે પાનો ચડાવે તેવા વીર કાવ્યોને કવિએ નિષ્ફળ થતા જોયાં ત્યાં તેથી તે હિમ્મત હાર્યા નહિ. સુધારાના સાથીઓ ક્ષણિક નિર્વેદ પામેલા રજપૂતો જેવા નહિ, પણ ગળીયા બળદ જેવા છે એમ લાગ્યું એટલે તેમને ચાબખા લગાવવા માટે નર્મદે "ડાંડિયો" નામનું પાક્ષિક પત્ર કાઢ્યું. સુરતમાં જેવી રીતે ડાંડીયો (અત્યજ) ડાંડી પીટીને રાત્રે લોકોને જગાડે છે તેવી રીતે આ પત્ર પણ પ્રજાને જગાડવા માગતું હતું ને કોઇની શરમ રાખ્યા વિના એમનું વખાણ કરતું તેની હલામણી પણ કડ ગીરથી વિના અનેક દુશ્મનો ઉભા થયા. નર્મદાશંકર નીતિ મર્યાદાનો લોપ થાય એવું લખતા નહિ, પણ તંત્રી તરીકે તેમનું નામ મોકલાતું નથી માટે લખાણોની જવાબદારી તેમના પર મૂકવામાં આવતી. આ પત્ર પ્રથમ પ્રસિદ્ધ થયું ત્યારે બુદ્ધિવર્ધકે લખ્યું હતું — એમાં જે વિષયો લખવાની ધારણા છે તે સુધારાની આબરૂ સારૂ મળાવ તો સારૂ અને તોજ એ દિમાગિરીની આબરૂ વધશે

× હિંદુઓની પડતી (નર્મ કવિતા)

નહીંતર એ નામવાળા પુરુષોને આ દુનિયામા જેવી પદવી હોય છે તેવી પદવીએ ચોપાનીયું પુગવાની ધાસ્તી લાગે છે." આ ધાસ્તી અર્ધી ખરી પડી. ને પત્ર લાંબું ચાલ્યું નહિ. પણ જેટલો થોડો સમય ચાલ્યું તેટલો સમય ગુજરાતમા તેનો ડંકો વાગી રહ્યો. ભલભલા ડાહીયાના સપાટાથી થથરવા લાગ્યા. કવિની અજબ કલમની શક્તિ ચોમેર વખણાઈ રહી.

આ બધો સમય કવિનો અભ્યાસ તો ચાલુજ હતો. તે અભ્યાસે પણ તેમના વિચાર પરિવર્તનમા મદદ કરી હતી

"રાજ્યરંગ" લખતી વખતે કવિએ ઇતિહાસના સમો જેટલા પુસ્તકો વાચ્યા, અને આપણા ધર્મગ્રંથોનો પણ સારી રીતે અભ્યાસ કર્યો. એતે પરથી તેમને લાગ્યુ કે કોઈપણ પ્રજાના રીત રિવાજોમા એકાએક પરિવર્તન થતુ નથી વળી કવિના સ્વદેશપ્રેમી હૃદયને લાગ્યુ કે આપણા આચાર વિચારોની નિંદા કરવાના કરતા તેના વખાણ કરવાથી પ્રજામા દેશભક્તિની ભાવના જાગૃત થવાનો વધારે સંભવ છે. વળી આર્ય નીતિરીતિમા અભ્યાસના પરિણામે તેમને ઘણુ અભિમાન લેવા યોગ્ય પણ લાગ્યુ. આવા કારણોથી કવિના વિચારોમા પરિવર્તન થયુ. અને પોતાના બદલાયેલા વિચારો પ્રજાને જણાવ્યા વિના આ દેશભક્તથી કેમ રહી શકાય? તેથી તેમણે પોતાના નવા વિચારો જુસ્સાદાર રીતે વ્યક્ત કરવાનુ શરૂ કર્યું વળી સુધારા યુગમાં કર્યું હતું ને પ્રમાણે આ સમયે પણ તેમણે પોતાના વિચારોને આચારમા ઉતારવામા વિલંબ કર્યો નહિ કવિના આ સંપૂર્ણ પરિવર્તનથી તેમના પ્રશંસકો આભા બની ગયા અને મિત્રો

"રાજ્યરંગ" લખતા શ્રુતિ, સ્મૃતિ પુરાણનો વિચાર લેવામા આવ્યો. સર્વ લોકોના નિવૃત્તિ પ્રવૃત્તિના ધર્મ તથા જય સુખની તુલના કરી જોઈ. અવશ્યે વેદાન્ત તથા યોગના ગ્રંથોનું અવલોકન કરી સાર જાણી લીધો. અનેક વિચાર કીધા." નર્મદાશંકરની પોતાની નોંધ (ગુજરાતી–૯ નવેમ્બર, ૧૯૨૫)

અને [ બો તેમના વિરોધી થઈ ગ્યા પણ તે કશાથી આ વીર ડગ્યો નહિ એ વિચારો ખરા હોય કે ખોટા તે જુદો સવાલ છે પણ વિચારો ફર્યા માટે કવિની મગજ શક્તિ નિર્બળ થઇ હતી એમ કહે નાર ખોટા હતા એ વિવેચક ન લગામનો અભિપ્રાય તદ્દન વ્યાજબી છે કેમ જે આપણે જોયુ તેમ નર્મદાશક નુ વિચાર પરિવર્તન સાહસિક પગનુ ન હતુ તેની પાછળ મહોટો અનુભવ વિશાળ અભ્યાસ અને ગંભીર ચિંતન રહેલા હતા અનુભવ અને અભ્યાસ વિષે ઉપર જણુ તેટલુ બસ ગણી થોડુ ચિંતન વિષે લખીશ

૧૮૬૮ મા નર્મદાશકરે લખ્યુ હતુ –

રડો રડો મુજ જન રડો તુજને સહુ આજે,
થયો છઉ લાચાર થતુ નથિ કંઈ તમ કાજે
જેમ જાણુ દુ દુખ તમારૂ મારૂ વ્હાલા
તમે ન જાણ્યા તેમ ભરેના સંધે નાળા
ફરો તમે સહુ આડી ઝાડને ઓથે વ્હાલા,
હુ જઈ ખાણુ ગામ એથી સહુ રૂડા વાના

નર્મદે સુધારાનો રસ્તો ચાર બાજુએથી રૂંધાએલ જોયો, નાયકોને થાકી ગયેલા દીઠા, પણ પ્રવૃત્તિમય અને કોમળ સ્વભાવ હેવાથી પ્રાણ ત્યજી ગુઝરવા ll તેણે નિશ્ચય કર્યો અને નવા માર્ગની શોધ આદરી

૧૮૬૯ થી ૧૮૭૬ સુધીના સાત વર્ષ નિવૃત્તિ અને પ્રવૃત્તિના સ્વધર્મ પરધર્મ ખોળવામા અને પોતાના માટે તથા દેશના માટે નક્કી કરવામા કવિએ ગાળ્યા અને આ લાબા વાચન અને ચિંતન અંતે તને લાગ્યુ કે પોતાને નવો માર્ગ જડ્યો છે, એટલે તેણે હારન કરી – હિંદુ પ્રકૃતિ પ્રમાણે યુરોપની નીતિએ સમળી કરવી એવા અમારો ઉદ્યમ પ્રથમ હતો. બીજા માં સુધારાવાળાની સાથે એ ગોઠવના હાનિ કરનારી થઇ છે એમ અમે પાછળથી જાણ્યુ

અભ્યાસને અમળે તિલાંજલી આપવી પડી સુરતમા દુર્ગારામ મહેતાજીએ "વિધવા વિવાહ" નો ઝુંડો ફરકાવ્યો હતો મુબાઈની 'ગુજરાતી જ્ઞાન પ્રસારક મંડળી" મા એ બાબત ચર્ચા ચાલી અને એક પારસી ગૃહસ્થે આ વિષય પર નિબધ લખનારને ૧૫૦) રૂપીઆનુ ઇનામ આપવાનુ જાહેર કર્યું કરસનદાસ જ્ઞાન પ્રસારક મંડળીમા ભાષણો સાભળવા માટે જતા હતા પ્રોફેસર દાદાભાઈ નવરોજજી દાસ્તર ભાઉ દાજી વગેરેના ભાષણો સાભળી તથા પુસ્તકો વાચી કરસનદાસનુ મન વિધવા વિવાહના પ્રશ્ન તરફ દોરાયુ હતુ એટલે તેણે ઘરના માણસોથી છુપી રીતે આ નિબધ લખવાનુ શરૂ કર્યું

પણ આ વાતની તેમની માની કાકીને ખબર પડી જવાથી તે જુના વિચારની વૃદ્ધ બાઇએ કરસનદાસને ઘરમાથી કાઢી મૂક્યા આ મદદ બધ થઈ તેથી કરસનદાસને અભ્યાસ મૂકી દેવો પડ્યો પણ તેનો સુધારાનો જુસ્સો આથી નરમ પડ્યો નહિ તે નવી સ્થપાયેલી 'બુદ્ધિવર્ધક સભા' મા દાખલ થયા અને ૧૮૫૩ મા આ સભામા તેમણે 'દેશાટન' વિષે નિબધ વાચ્યો સભાને તે એટલો પસદ પડ્યો કે તુરત તેને છપાવવાની ગોઠવણ કરવામા આવી આ નિબધ પછી કરસનદાસનુ માન સભામા ઘણુજ વધી ગયુ અને તેને ગોકળદાસ તેજપાળ ધાર્મિક સંસ્થાના મુખ્ય શિક્ષકની જગા મળી આ કામ ઉપરાંત તે "બુદ્ધિવર્ધક સભા" એ સ્થાપેલ કન્યાશાળામા મફત ભણાવવા જતા ભાષણ અને શિક્ષણ ઉપરાંત કેળવણીના ત્રીજા માર્ગ વર્તમાનપત્રનો ઉપયોગ કરવા કરસનદાસે હવે નિશ્ચય કર્યો અને ૧૮૫૫ મા 'સત્ય પ્રકાશ' નામનુ પત્ર શેઠ મગળદાસ નથુભાઈની આર્થિક મદદથી શરૂ કર્યું આ પત્રમા તેમણે જ્ઞાતિભોજન, વરઘોડા ને ગીમા બીભત્સ શબ્દો બોલવા વૈષ્ણવ મંદિરોના અનાચારો લગ્ન સમયે ગવાતા ફટાણા વગેરે

વિષયો પર મફત કીર્તનો કરવા માંડી ફટાણા વિષે લખતા એક વખત તેમણે ફટાણા ગાનાર કેટલીક કપોળ સ્ત્રીઓના નામ 'સત્ય પ્રકાશ" મા પ્રકટ કર્યા, તેથી કપોળ જ્ઞાતિમા ભારે ખળભળાટ મચી ગયો કરસનદાસને નાત બહાર મુકવાની વાતો થવા માંડી પણ છેવટે તેમ કરવાની કોઇની હિમત ચાલી નહિ

ગોકળદાસ તેજપાળ હાઇસ્કુલમા કરસનદાસનુ કામ જોઈ હોય માહેમે તેમને ડીસની અગ્રેજી શાળાના મુખ્ય શિક્ષકની જગા આપી પણ ત્યા ધાતુક્ષયનો રોગ લાગુ પડ્યો તેથી આઠ મહીના રહી તે પાછા મુબાઈ આવ્યા તે સમયે બનેલી એક બીના કરસનદાસનો સક્કમ સ્વભાવ અને ઉચ્ચ ચારિત્ર્ય દર્શાવે છે ડીસામા તે લશ્કરી અગ્રેજી દાકતરની સેવા કરતા હતા તેણે શક્તિ માટે માસ ખાવાની ભલામણ કરી, પણ કરસનદાસે તે કબૂલ કર્યુ નહિ તેથી અગ્રેજ દાક્તરે તેમને માદગીનુ પ્રમાણપત્ર આપ્યુ નહિ આથી ફરી ન જતા કરસનદાસ રાજીનામુ આપી ચાલ્યા આવ્યા

સુધારકો એટલે દારૂ પીનારાઓ અને માસ ખાનારાઓ એમ માનનાર સકુચિત વિચારના લોકોને આ દાખલો ભેટ કરવા જેવો છે ×

મુબઇમા આવી કરસનદાસે સુધારાનુ કામ જોસભેર ચાલુ કર્યું હતુ આ સમયે કેટલાક વૈષ્ણવ મહારાજો અત્યત દુરાચાર કરી રહ્યા હતા તેથી તેમની અનીતિ વિષે 'સત્ય પ્રકાશ' મા કરસનદાસે જુસ્સાદાર લખાણ કરવા માડ્યા અને ગુરૂ તથા

---

× આવી માન્યતા ફેલાવવામા સુધારકોના કેમ વિચારોએ પણ મદદ કરી હતી.

કવિ નર્મદાશંકર "હિંદુઓની પડતી મા લખ્યુ હતુ,
મદ્યમાંસ વ્યવહાર હવા પાતક ભોગ છે,
નથી બાપડા તેમ શક્તિને શુકપત છે !

મહારાજ મુંબઇ મુકી જતા રહ્યા અને કરસનદાસના વિજયથી શહેર ચોમેર ગાજી રહ્યુ.

સુધારાનો પ્રવાહ આ પ્રમાણે વધતો જતો જોઇને સુરતના મહારાજ જદુનાથજી તેને ખાળવા માટે મુંબઈ આવ્યા. શરૂઆતમા તેમ સુધારક હોવાનો ડોળ કર્યો પણ પછી તે કરસનદાસની સામે ખુલ્લી રીતે મેદાને પડયા. કરસનદાસ તથા જદુનાથજીના લેખો આમસામા વર્તમાનપત્રોમા પ્રસિદ્ધ થવા લાગ્યા. તેમા કરસનદાસે ૧૮૬૦ના અકટોબરની ૨૧ મી તારીખના "સત્ય પ્રકાશ"મા હિંદુઓનો અસલ ધર્મ અને હાલના પાખંડી મતો" નામનો લેખ લખ્યો. આ પ્રસિદ્ધ લેખમા તમણે લખ્યુ હતુ " મહારાજનો પંથ પાખંડ ભરેલો તથા ભોલા લોકોને ઠગવાનો છે તે અસલના વેદ પુરાણ વગેરેના ગ્રંથોથી સાબેત થાય છે. એટલુ જ નહી પણ મહારાજોના મનાવેલા પુસ્તકો ઉપરથી સાબેત થાય છે કે મહારાજોએ કાઇ નહિ પણ નવુ પાખડ અને તોખલ કાધુ છે............ વલ્લભાચારી સીવાએ કલીયુગમા બીજા ઘણા પાખડો અને ઘણા પથો ઉભા થયા છે, પણ મહારાજોના પંથ જેવી નફટાઇ, ખંદાઈ, બેહાઈ, લુચ્ચાઈ અને ઠગાઇ બીજા કોઇ બી પંથવાલાઓએ કીધી નથી.......જદુનાથજી મહારાજે 'સ્વધર્મવર્ધક' ચોપાનીઉં કહાડવા માંડીઉં છે તેને હમો પૂછીએ છે કે તમે કેવી રીતે ધરમનો વધારો કરવા માંગો છો? તમારા વડીલોએ ભોલા લોકોની આખમા ધૂલ છાંટીને આંધલા કીધા છે તેઓને દેખતા કરવા માગો છો કે ધરમનું ખોટુ અભિમાન ધરીને ભોલા લોકોને વધારે ઠગવા માગો છો? જદુનાથજી મહારાજ 'તમો જો ધરમનો વધારો અથવા ફેલાવો કરવા માંગતા હો નો તમે પોતે સારા આચરણ પકડીને તમારા બીજા મહારાજોને ઉપદેશ કરો. ધરમ ગુરૂઓ જહા સુધી વ્યભીચારના સમુદરમાં ડુબેલા માલમ પડશે તહાં સુધી [illegible]

થઇ શકતાનો નથી તે સત્ય રીતે જાણજો ઉપલી બીના પ્રકટ થયા પછી ૭ મહીને જદુનાથજી મહારાજે કરસનદાસ ઉપર રૂા ૫૦૦૦૦નો આબરૂનો દાવો સુપ્રિમ કોર્ટમા માંડ્યો કરસનદાસે બચાવનો પુરાવો એકઠો કરવા માંડ્યો

કરસનદાસના પુરાવાઓનો મોટો આધાર ભાટીઆઓની સાક્ષીઓ ઉપર હતો અને ભાટીયાઓ મહારાજના શિષ્યો હતા એટલે તેમની નાતમા હવે કેવુ વલણ લેવુ તે વિષે વાટાઘાટ થતા માર્ચ ૧૮૬૧ના સપ્ટેમ્બરની ૬ઠ્ઠી તારીખે ભાટીયાનુ મહાજન મળ્યુ અને મહારાજની વિરૂદ્ધ કોઇ ભાટીયાએ સાક્ષી આપવી નહિ અને આપે તેને ધારા પ્રમાણે નાત બહાર મૂકવા એવા ઠરાવ પર સહીઓ લીધી આ ઠરાવ કાયદા વિરૂદ્ધ હતો એટલે તેમાથી ભાટીયા કોન્સ્પીરસી કેસ ઉભો થયો અને કરસનદાસને સચાવ મેળવવામા ખલેલ કરવાની કોશીષ કરવાના આરોપસર નવ ભાટીયા આગેવાનો ઉપર વડી અદાલતમા સર જોસેફ આર્નોલ્ડની સમક્ષ કેસ ચાલ્યો ભાટીયા કોમમા સુધારાની શરૂઆત કરનાર મથુરાદાસ લવજી તથા શેઠ લક્ષ્મીદાસ ખીમજી અને ગોકુળદાસ તેજપાળ જેવા સુધરેલ વિચારના ભાટીયા ગૃહસ્થોની લાગવગના પરિણામે આ કટોકટીના સમયે કરસનદાસને યોગ્ય સાક્ષી પૂરતા મળી ગયા અને તેથી ભાટીયા કોમના નવે આગેવાનો અદાલતમા ગુન્હેગાર ઠર્યા

કેસ દરમ્યાન સાક્ષીઓ લેવાતા હતા ત્યારે કોર્ટ ધર્માંધ ભાટીયાઓથી ચિકાર ભરાઇ રહેતી કરસનદાસના ભાટીયા સાક્ષીઓ આ સમયે કેટલા ભયભીત રહેતા તેનો ખ્યાલ એક સાક્ષીએ કોર્ટ સમક્ષ ઉચ્ચારેલા શબ્દો પરથી આવી શકે છે પરસોતમ હેમરાજ નામના ભાટીયાએ સાક્ષીના પાંજરામા થરથર કંપતા કહ્યું હું ગરીબ આદમી છુ હુ સાક્ષી આપી શકતો નથી કોઇના નામ દેવાની મારી મરજી નથી હું ઘણો ત્રાસ પામુ છુ કોઈના ના દેવાને હું ઇચ્છતો

નથી હુ ભાટીયો છુ બધી દુનીયા મને ગાળ દે છે કેટલાકના નામ જાણુ રૂ, પણ હુ જે જાણુ છુ તે કહેવાને ડરૂ છુ " બન્ને પક્ષની દલિલો સાભળી તા ૧૭ ડીસેમ્બર ૧૮૬૧ ને મગળવારે કોર્ટે નવે ભાટીયા આગેવાનોને ગુન્હેગાર ઠરાવી તેમના બેનો એક એક હજાર રૂપિયા અને બીજાઓનો તેથી હલકો દડ કર્યો દડની રકમમાથી રૂ ૧૦૦૦] કરસનદાસને ખર્ચ પેટે કોર્ટે અપાવ્યા આ કેસમા કરસનદાસને રૂ ૪૦૦૦] ખર્ચ થયુ હતુ

આ પ્રમાણે કરસનદાસે આ કેસમા વિજય મેળવ્યો ણુ લાયબલ કેસની મુશીબત હજુ તેના પર ઉભી હતી મહારાજના પક્ષના ૫૦ હજાર માણસો આ સમયે મુબાઈમા હતા, અને આખા દેશમા ગણીએ તો તેમના શિષ્યોની ગણત્રી લાખોની સખ્યામા કરી શકાય મહારાજની પાસે પૈસા હતા અને તેમના શિષ્યો તેમને જેટલુ જોઇએ તેટલુ દ્રવ્ય મદદ અર્થે આપવા તૈયાર હતા આ પ્રબલ પક્ષની સામે આ નિર્ધન તરૂણ ઉભો હતો તેના મિત્રોની સખ્યા આગળીના વેઢાપર ગણી શકાય તેટલી હતી છતા તેનો પક્ષ ખરો હતો તેના હૃદયમા સ્વદેશ સુધારાની આગ સળગતી હતી, અને નિડરતાની તો તે મૂર્તિ હતો તેથી ગમે તેટલી મુશ્કેલીઓ હોવા છતા અતે તેનો વિજય ચોક્કસ હતો એવી સુધારકોને ખાત્રી થઈ ચુકી હતી

ગુજરાતના સુધારાના ઇતિહાસમા ચિરસ્મરણીય મહારાજ લાયબલ કેસ ' તા ૨૫ જાનેવારી ૧૮૬૨ ના રોજ મુબાઇની સુપ્રિમ કોર્ટના બન્ને ન્યાયાધીશો સર મેથ્યુ સાસ અને સર જોસફ આર્નોલ્ડની સમક્ષ શરૂ થયો, ત્યારે વાદી જદુનાથજી બ્રીજરતનજી અને પ્રતિવાદીઓ સત્ય પ્રકાશના અધિપતિ કરસનદાસ મૂળજી તથા છાપનાર નાનાભાઇ રૂસ્તજી ગણીના પોતપોતાના વકીલો સાથે હાજર થયા..

વાદીઓએ બચાવ કર્યો કે અમે ફરિયાદી વિષે જે લેખ છાપેલ છે તે સાચો છે, અને તેમાં બદનક્ષી કરવાનો ઇરાદો નથી. તેમાં કહેલી બાબતો અમે જાહેર પ્રજાના હિત માટે પ્રકટ કરી છે અને તે ખરી છે એવું સાબીત કરી આપવા અમે તૈયાર છીએ. આ મુકર્દમામાં કરસનદાસ તરફથી કવિ નર્મદાશંકર, ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક, નાનાભાઈ હરિદાસ, દાક્તર ભાઉદાજી, દાક્તર ધીરજરામ, શેઠ લખમીદાસ ખીમજી, શેઠ મંગળદાસ નથુભાઈ, ડાહીભાઈ, લલ્લુભાઈ વગેરે સુધારાના સાથીઓએ જુબાનીઓ આપી હતી. છેવટ કરસનદાસ અને નાનાભાઈને લાયબલના તહોમતમાંથી નિર્દોષ ઠરાવવામાં આવ્યા. વાદીએ પ્રતિવાદી પક્ષને રૂ ૧૧૫૦૦] ખર્ચ પેટે આપવાનો કોર્ટે હુકમ કર્યો. લંબાણ ચુકાદાના અંતે આ કેસનું મહત્વ સમજનારા વિદ્વાન ન્યાયાધીશ સર જોસફ આર્નોલ્ડે લખ્યું હતું. આ કામમાં ઘણો કાળ મિથ્યા રોકાયો નથી. પશ્ચિમ હિન્દુસ્તાનના ચતુર લોકની રૂબરૂ જાહેરમાં આ મોટી બાબતની ચર્ચા થઈ તેના પરિણામ લાભકારી થવાજ જોઇએ. કેટલાક એથી વિચાર કરતા શીખ્યા હશે. કેટલાક તજવીજ કરતા થયા હશે. ધર્મ સંબંધી નિવેડો કરવાનું કામ અમારી આગળ નથી. સુનીતિ સંબંધી તકરારનો ફેંસલો કરવાનું કામ છે. પ્રતિવાદી અને તેના સાક્ષીઓ એમ કહે છે કે જે અનીતિ છે તે ધર્મ ન હોય. જે આચરણથી ઉન્નતિનો પાયો ખોદાય, જેથી અનાદિ અને અચળ સત્યનો ભંગ થાય તે ધર્મને નામે અને ધર્મની મંજૂરીથી સ્થાપન થાય તો સમાજના સુખને અને માણસ જાતના લાભના માટે તેનો જાહેર ધિક્કાર થવા જોઇએ, તેની જાહેર ફજેતી કરવી જોઇએ. એ પ્રમાણે તેમણે કર્યું. જે ભય અને નુકસાનનો હિસાબ આપણાથી નીકળી શકે નહિ તે તજી પોતાનું શિર સુધી આ પુરુષોએ બીભત્સ, ગંદી અને બળવાન રિવાજની સામે દૃઢતાથી યુદ્ધ કર્યું છે. એમણે જુના ચાલ અને જાહેર મતની સામે લીધી

અને તેમના માનનારાને છચોક જણાવ્યું કે તેમનાં ભુડાં કર્મ હોય તે રૂડાં કર્મ ન થાય, અને જૂઠું હોય તે સાચું ન થાય. આ લડત તેઓ હિમ્મતથી અને યોગ્ય રીતે લડયા આશા રાખવામાં આવે છે કે એમની મહેનત નિષ્ફળ જશે નહિ જે બીજ તેમણે વાવ્યું છે તે ઉગી નીકળશે, અને ફળશે. એમના બોધથી અને એમના દાખલાથી જેઓના વિચાર જાગૃત થયા છે, જેમને સામા થવાનો ઉમંગ છુટયો છે, જેમના ઘરમાથી કંપારી છુટે તેવા દુરાચારને કાઢી કહાડવાને તેમણે મદદ કરી, અને જેમના આત્માને તેમણે નીચ દશાને પમાડે તેવી બેડીઓથી છોડાવ્યા છે તેઓની સંખ્યામા વધારો થઈ એમ હામ અને દઢતાનો બદલો મળશે.' વિદ્વાન ન્યાયાધીશના આ શબ્દો હજુ પણ સ્વદેશમા સુધારો કરવા ઉત્સુક જનોને ચાનક આપે તેવા છે

કરસનદાસે આ મહાભારત કેસમા જીત મેળવી ત્યારે તેની વય ફકત ૨૮ વર્ષની હતી.

આ કેસમા વિજય મેળવ્યા પછી કરસનદાસ ૧૮૬૨ મા શેઠ કરસનદાસ માધવદાસના વેપારના કામસર ઇગ્લાડ ગયા. પોતે શરૂ કરેલ સુધારાનું કામ આગળ ચલાવવાને બદલે કરસનદાસ વિલાયત ગયા તેને કેટલાક ભૂલ ગણે છે, પણ વિલાયત ગમન એ પણ સુધારાનુ જ કામ હતું. મહારાજોની અનીતિના પ્રશ્નમાંથી હવે કરસનદાસે પરદેશગમનનો પ્રશ્ન ઉઠાવ્યો એમ કેમ ન કહો શકાય? પરંતુ ફેફસાંનો રોગ હોવાથી ઇગ્લાડમા કરસનદાસની તબીયત સારી નહિ રહે એમ લાગવાથી સાત મહિનામા તે પાછા આવ્યા. પ્રવાસમાં તેમણે શું શું જોયુ તેનું વિગતવાર વર્ણન પોતાના અભિપ્રાયો સાથે "ઇંગ્લાડની મુસાફરી" નામના પુસ્તકમાં કરસનદાસે કર્યું છે. મહારાજ સાથેના ઝઘડાથી તેમની જ્ઞાત તેમની પર બળી તો રહી હતી, તેમાં આ બ્હાનું મળવાથી કરસનદાસને

નાત બહાર મૂકવામા આવ્યા ઈંગ્લાડ જવા નીકળ્યા ત્યારે તેમના કેટલાક મિત્રોએ ઈંગ્લાડથી આવ્યા પછી તેમની સાથે જમવાનો વહેવાર રાખવાનુ વચન આપ્યુ હતુ પણ આ સમયે તે ફરી ગયા તેમના મિત્ર પ્રાણજીવનદાસ વાઘજી તથા તેમને ઈંગ્લાડ મોકલનાર કરસનદાસ માધવદાસે પોતાનુ વચન પાળ્યુ તેથી કરસનદાસ માધવદાસની નાગર વાણીયાઓની નાતમા ખળભળાટ થઇ ગયો તેમણે કરસનદાસ માધવદાસને નાત બહાર મૂકવા મહેનત કરી પણ આ વખતે તેમની લાગવગ એટલી જબરી હતી કે તેમા નાત ફાવી શકી નહિ તેથી કપોલ જ્ઞાતિના આગેવાનોએ મુબાઈની આખી વીસા નાગર વાણીયાની જાતને મહાજન બહાર મૂકી અને તેની સાથેના વહેવારની બધી કરી

આ સબધમા કવિ નર્મદાશકરે તા ૪ થી અક્ટોબર ૧૮૬૩ ના રોજ લખેલી કવિતા[૮] ઐતિહાસિક દ્દષ્ટિએ ઉપયોગી હોઈ જીજ્ઞાસુઓએ વાચી જવા જેવી છે અહિતો વિસ્તારભયે તેમાથી થોડી પક્તિઓજ આપીશુ

ઝટ ઝટ જમો સહુ સાથ સુધારા સાથી
નહિ સમો સરસ કો ફરી આવશે આથી —ટેક
હવે ધચૂપચૂ ના રહો કરો ચાહોમે
સાહમથી જોજોમાર થશે ધુમ ધામે
નવ ડરો ભાવિથી કોઈ સજો જન જોમે
સહુ સપી એક્ય જમો તો જ બહુ શોભે
શક નવો સુધારો માહિ ચાલશે ત્યાથી
નહિ સમો ઝટસઇ નહિ સમો
કહા ગયા શાકયા લોક અડી વેગા રે

૮ ' વિલાયત જઈ આવેલા ગૃહસ્થો સાથે જમવાનો વહેવાર રાખવા વિશે '—નર્મ કવિતા પૃ ૭૯૩ ( આ ચોથી )

પ્રેમભાઇ મોટા શેઠ સમજતા ભારે,
વળી પ્રેમચંદ પ્રખ્યાત જુગત બહુ ધારે;
વિરચંદશાહ કહે ઠીક ઢીલ શી ત્હારે,
શું બિહે છે મંગળદાસ અરે જમવાથી,
નહિ સમો. ઝટ લઇ નહિ સમો.

× × × ×

શું સભા બુદ્ધિવર્ધકી ગઇ સતાઇ
ક્હાં છે તે ગંગાદાસ મોખરે ભાઇ
શુ ક્હાનદાસ પરમૂખ જમે નહિ ન્હાઇ
તૈયારજ નારણદાસ બીજા કહ્યા ભાઇ,
નવ હઠો શૂર છો તમે હવે ધમવાથી૯
નહિ સમો. ઝટ લઇ નહિ સમો,

ધન પ્રાણજીવન છે તને, સ્નેહિ તુ સાચો,
ધન માધવસુત તુ થકી ચાલશે માચો,
બહુ જણા ફિશો છો સાથ ધરો ના ખાચો
દુ:ખને અતે છે નાન જમીને રાચો.
કરૂં મધ સૂચના હાલ નર્મ અહિંયાથી
નહિ સમો ઝટ લઈ. નહિ સમો

નાગર વાણીયાની નાતની માફક, આ કવિતા લખાયા પછી,
શેઠ પ્રેમાભાઇ, શેઠ પ્રેમચંદ અને શેઠ વીરચંદ પણ કરસનદાસ

---

૯ કરસનદાસ વિલાયત ગયા ત્યારે બુદ્ધિવર્ધક સભાએ તેમને માનપત્ર આપ્યુ હતુ. તેમા ક્હાનદાસ મંછારામે પ્રમુખ તરીકે, દલપતરામ ખખ્ખરે મંત્રી તરીકે અને નાનાભાઈ હરિદાસ, વીરચંદ દીપચંદ, હરગોવિંદદાસ બાળગોવિંદદાસ, નારણદાસ કલ્યાણ વગેરેએ કારોબારી સભાના સભ્યો તરીકે સહી કરી હતી.

માધવરામની સાથે જન્મ્યા હતા પણ પછી સંયોગો પલટાતા આખી બાજી ફરી ગઇ

૧૮૬૩–૬૫ ના શેરમેનીયાનો મામલો ગુજરાતમા ભારી આર્થિક ઉથલપાથલ કરનારો હતો તેની અસર સામાજી વિચાર ઉપર પણ થઇ હતી એટલે તેના વિષે અહિ બે શબ્દો લખીશુ

૧૮૬૦ પછી રેલ્વે થવાથી આપણા દેશનુ રૂ યુરોપ ચડવા લાગ્યુ તે મસ્તુ પડવાથી ઇંગ્લાંડના અનેક વેપારીઓએ મુબઇમા રૂ ખરીદનારી પેઢીઓ ઉઘાડી તેમને રૂ પૂરૂ પાડવા માટે મુબઇમા અને અમદાવાદ ધોલેરા વઢવાણ વગેરે સ્થળે દેશી વેપારીઓની પેઢીઓ સ્થપાઇ આપણા દેશમા રૂના વેપારની હજુ તો શરૂઆત હતી તવામા અમેરિકામા વઢાઇ થઇ નથી અમેરિકન રૂ ઇગ્લાંડ જઇ શકયુ નહિ એટલે અહિ ના રૂના ભાવ બેહદ વધી ગયા ધનની ભરતી આવી એકના રૂ ના વેપાર વડેજ આપણા દેશમા યુરોપથી ત્રણેક વર્ષમા લગભગ બાવન કરોડ રૂપિયાનુ સાનુ રૂપુ આવ્યુ લોકોને પૈસાને કેફ ચડયો પૈસો કયા નાખવો તે સૂઝયુ નહિ ઠેકઠેકાણુ બેકો ફીનાન્સીઅલ એસોસીએશનો અને ટ્રેડીગ કંપનીઓ ઉભડા માડી પણ તેવામા અમેરિકામા એકાએક લડાઈ બંધ થઇ અને આપણા રૂના ભાવ વીજળીની પેઠે ઉડી ગયા સ્વચ્છંદ મોજા ઉછાળી રહ્યો હતો તે નાણાનો સમુદ્ર અને તેમા આમતેમ મહાલતી પરપોટા કંપનીઓ જોતજોતામા અદશ્ય થઇ ગઇ મહાકાલના જે જાદુઈ દંડે એક દિશામા ફરી રૂના રૂપીઆ બનાવ્યા હતા તેજ દડે ઉલટી દિશામા ફરી રૂપિયાનુ રૂ બનાવી દીધ અને મુબઇમા વેપારીઓની વખારોમા અને ગામડાઓમા ખેડુતોના ગાડાઓમા જ્યા ને ત્યા રૂનો પ્રવાહ સ્થભી ગયો ગઇ કાલના લાખોપતિઓ આજે ભીખારી બની ગયા ધનની ધનઝામા રમી રહેલુ ગુજરાત રડતી સુરત બની ગયુ

આ શેરમેનીયાના ઝઝાવતમા કરસનદાસ મુળજી પણ બીજા

અનેકની માફક સપડાયા અને મુશ્કેલીથી આબરૂભેર બચી ગયા, પણ કરસનદાસ માધવદાસને માથે ભારે આફત આવી પડી અને તે ભાગ્યા; એટલે તેમની નાતે હિમ્મત છોડી પ્રાયશ્ચિત લીધું અને વીસાનાગર વાણીઆ પાછા મહાજનમા દાખલ થયા. કરસનદાસ માધવદાસ પણ પાછળથી આ લાચારોની ટોળીમા ભળ્યા.

પાલીતાણાના ઠાકોર અને જૈનો વચ્ચે શેત્રુંજ્ય ડુંગર સંબંધે તકરાર ચાલતી હતી. તે બાબતમાં હિન્દી પ્રધાનને અરજી આપવા માટે જૈનોએ અમદાવાદના નગરશેઠ પ્રેમાભાઇ હેમાભાઇની મારફતે કરસનદાસને ૧૮૬૭ ના માર્ચમા ઈંગ્લાડ મોકલ્યા આ બીજી સફરમાં પણ તે લાંબો સમય ઇંગ્લાડમા રહી શક્યા નહિ. બીમતની ખાતર શિયાળો બેઠા પહેલાજ તે હિન્દુસ્તાન આવવા નીકળ્યા,

બીજી વખત ઈંગ્લાડ ગયા તે પહેલા કરસનદાસ પાલીતાણાની તકરાર બાબતમા એક મહિનો રાજકોટ રહ્યા હતા ત્યા તેમણે તા ૨૫ જુન ૧૮૬૬ ના રોજ વિદ્યાગુણ પ્રકાશક સભામા "કાઠિયાવાડને શા શા ઉપાય કરવાની જરૂર છે." એ વિષય ઉપર ભાષણ આપ્યું. ઈંગ્લાડથી પાછા આવ્યા પછી કરસનદાસે લાગવગ લગાડી આજ સ્થળે સંસ્થાનના આસિસ્ટંટ સુપરિન્ટેન્ડન્ટની જગા લીધી. ઠાકોર સગીર વયનો હોવાથી સર્વ રાજ્યકારભાર કરસનદાસના હાથમાં હતો. તેમણે સંસ્થાનમાં ઘણા સુધારા કર્યા. ઠાકોરની પોતાની કેળવણી ઉપર ધ્યાન આપ્યું તથા પ્રજાની કેળવણી માટે રાજકોટ સ્ટેટ તાબાનાં મોટાં ગામોમાં નિશાળો સ્થાપી. કાઠિયાવાડમાં રહ્યા તે દરમ્યાન કરસનદાસે ત્યાં ચાલતી સંસાર સુધારાની હિલચાલને પૂર્ણ દિલસોજીથી મદદ કરી. રાજકોટની "વિદ્યાગુણ સભા"ના કામમાં તેમણે ઉત્સાહથી ભાગ લીધો, અને સભાની મારફત "વિજ્ઞાન વિલાસ" ચોપાનીયું શરૂ કરાવ્યું. ૧૮૭૦ માં તેમની બદલી લીંબડી થઈ. ત્યાં તેમણે મ્યુનિસીપાલીટી, નિશાળો, લાયબ્રેરી વગેરે ઉપયોગી સંસ્થાઓ સ્થાપી

તથા ન્યાય અને દિલસોજીથી કારભાર ચલાવી વસ્તીનો પ્રેમ મેળવ્યો. તેમનુ મૃત્યુ ૩૯ વર્ષની વયે હરસના વ્યાધિથી લીબડીમાજ ૧૮૭૧ મા થયુ મૃત્યુ પહેલા થોડા સમય પર તેમણે પોતાના મિત્ર કપોળ શેઠ માધવદાસ રૂઘનાથદાસનુ લગ્ન તેજ જ્ઞાતિની ધનકોર નામની એક ઉચ્ચ કુટુમની વિધવા સાથે કરાવ્યુ હતુ કરસનદાસે અનેક ગ્રથો લખ્યા છે, તેમા ઇગ્લાડમા પ્રવાસ, મસારસુખ, કુટુબ મિત્ર અને ગુજરાતી ઇગ્રેજી કોષ મુખ્ય છે

વિધવા વિવાહના મહાન પ્રશ્નપર આવતા પહેલા કરસનદાસને મહારાજ લાયબલ કેસમા મદદ કરનારાઓ વિષે અહિ થોડુક લખવુ યોગ્ય લેખાશે

**મથુરાદાસ લવજી**

કરસનદાસને ખાસ મદદ કરનાર તરીકે મથુરાદાસ લવજીનુ નામ ગણાવવુ જોઇએ કરસનદાસે કોર્ટમા કહ્યુ હતુ, 'મે મારા મિત્ર મથુરાદાસ લવજીની મદદ લીધી હતી ' આ મથુરાદાસ સુધારાવાળાઓનીએ પહેલાનો સુધારક હતો તે અગ્રેજી ભણ્યો નહતો અને વેપાર ધધો કરતો, પણ વિદ્યા તથા સુધારાને ખતથી ઉત્તેજન આપનારો અને સંસ્કૃત પ્રાકૃત પુસ્તકોનો મોટો અભ્યાસી હતો તે સમયના મહારાજોની અનીતિ વિરૂદ્ધ વિચારો દર્શાવતો હોવાથી ભાટીઆઓએ તેનુ નામ "મથુરા પથ' પાડયુ હતુ

આવાજ બીજા ઉપયોગી મદદગાર શેઠ લક્ષ્મીદાસ ખીમજી અને દાક્તર ભાઉ દાજી હતા શેઠ લક્ષ્મીદાસની ઓળખાણ અગાઉ આવી ગઇ છે એટલે અત્રે દાક્તર ભાઉ દાજી વિષે કાંઇક કહીશુ

**ભાઉ દાજી**

દાક્તર ભાઉ દાજીની સાક્ષી આ કેસમા ઘણીજ અગત્યની હતી. તેમણે મહારાજની અનીતિ વિષે સ્પષ્ટ શબ્દોમા જુબાની આપી તેમને શ્રીમત ભાટીયા અને વાણીયા કોમમાથી દાક્તર તરીકે ઘણી સારી

કમાણી મળતી, અને આ લોકો મહારાજના પક્ષના હોવાથી દાક્તર ભાઉ તેની વિરૂદ્ધ જુબાની આપે તેમા તેના પૈસાદાર ગ્રાહકો ખોવાવાનુ જોખમ હતુ, છતા પોતાની સુધારાને મદદ કરવાની ફરજ છે એમ વિચારી દાક્તર ભાઉ દાજી આ સમયે કરસનદાસની મદદમા સાક્ષી તરીકે ઉભા રહ્યા તેમના પરોપકારી અને નિડર સ્વભાવનુ દૃષ્ટાત તેમણે એક દરજીને ન્યાય અપાવવામા મદદ કરી હતી તે ઉપરથી મળી આવે છે કવિ દલપતરામે દરજીની અરજીની ગરબીમા આ પ્રસગને અમર કર્યો છે

વીઠુબા મલ્હાર નામનો એક ગરીબ દરજી મીસન નામના સાહેબને ત્યા કપડા શીવવા જતો હતો એક વખત સાહેબે ત્રણ ચાર મહિના ચડી ગયા પણ પગાર આપ્યો નહિ, અને પૈસા માગે તો મારવા તૈયાર થઇ જાય તેથી દરજીએ સાહેબને કહ્યુ “ હુ હવે શીવવા આવીશ નહિ અને લેણી રકમ માટે ફરિયાદ કરીશ ” એટલે તો ‘ ચોર કોટવાળને દડે ” એ ન્યાયે મીસને મુબાઇના પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ એનસન ઉપર ચીઠ્ઠી લખી વીઠુબાને એક દિવસ અને એક રાત કેદમા પૂરાવ્યો અને પછી મીસનની લાગવગના પરિણામે મેજીસ્ટ્રેટ કારફીલ્ડે તેને ૨૧ દિવસની સખ્ત મજૂરી સાથેની કેદ આપી. કેદમાથી છૂટયા પછી તે દાકતર ભાઉ દાજીની કીર્તિ સાભળી તેમની પાસે મદદ માગવા ગયો દાક્તરે તેની પાસે અરજી કરાવી અને સુપ્રિમ કોર્ટમા તેની તપાસ ચલાવી અને ખોટી કેદ આપવાના ગુન્હામા કારફીલ્ડનો ૫૦૧) રૂપિયા દડ થયો અને એનસનની બદલી કરવામા આવી આ પ્રમાણે ૧૮૫૫ મા એટલે મહારાજ લાયબલ કેસ પહેલા સાત વર્ષે દાકતર ભાઉ દાજી એ ન્યાયના પક્ષે નિડરતાથી ઉભા રહેનાર નગ્વીર તરીકે નામના કાઢી હતી તો પછી આવા કટોકટીના સમયમા તે ખરી જુબાની આપવામાથી શાના પછા હઠે ?

નામ્તર ભાઉ દાજી પ્રાચીન શોધખોળમા પણ ખૂબ રસ લેતા હતા અને આપણા પ્રાન્તના અજોડ પુરાતત્વવિદ્ પડિત ભગવાનલાલ ઈ જીને ફાર્બસ સાહેબે પ્રથમ તેમની પમેજ જૂનાગઢથી મુબઈ મોકલ્યા હતા

વિધવા વિવાહ

પ્રાચીન આર્યોમા વિધવાઓ ફરીથી ફરીથી પરણી શકતી યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમા વિધવા વિવાહનુ વર્ણન છે વિષ્ણુએ તો સાફસાફ લખ્યુ છે કે અમ લુપ્ત વિધવાનો બીજી વખતના લગ્નથી ઉત્પન્ન થએલ પુત્ર જ્ઞાયદાને પણ અધિકારી છે પરાશરના અતિ અવતરણ પામેલ પુનર્લગ્ન સબધી શ્લોકથી ભાગ્યે કોઇ અજાણ્યુ હશે પ્રસિદ્ધ જૈન મત્રી વસ્તુપાલ તેજપાલ વિધવાથી ઉત્પન્ન થયા હતા એ પ્રસિદ્ધ વસ્તુ છે આ પ્રથા ધીમે ધીમે ઓછી થતી ગઇ અને અન્તે દ્વિજોમા તે બીલકુલ નાબુદ થઈ ગઇ અને મેરુની લાકે કે એક સ્ત્રી બીજી વખત વિવાહ કરી શકતી નથી

સુધારકોએ ઓઉન્નતિમા વિધવા વિવાહના પ્રશ્નને ઘણો અગત્યના ગણ્યો છે સ્ત્રી પુરૂષની સમાનતાનુ એ એક આવશ્યક અગ માનવામા આવતુ છે છતા આ વિષયમા જેટલુ બોલાયુ છે તેના પ્રમાણમા બહુ થોડુ કામ થયુ છે

ઇ સ ૧૮૫૬ ના જુલાઇની ૨૫ મી તારીખે ઇસ્ટ ઇન્ડિયા કપનીના ગવર્નર જનરલ લોર્ડ ડેલહાઉસીએ હિંદુ જાતિની વિધવા સ્ત્રીઓના લગ્ન બાબત કાયદાની સર્વ હરકતો દૂર કરવા બાબતનો ધારો પસાર કર્યો પુનર્વિવાહની સતતિના વારસા સબધીની મુશ્કેલીઓ કાયદા વિના દૂર થઇ શકે નેમ નહતુ એટલે સરકારને વચ્ચે પાડી પ્રજાએ આ કાયદો પસાર કરાવ્યો. સતી થવાને ચાલ પણ આજ રીતે પૂર્વે કાયદાની મદદથી બધ કરવામા

આવ્યો હતો. આ કાયદાથી પુનર્લગ્નની હિલચાલને ઘણા ટેકો મળ્યો.

દુર્ગારામ મહેતાજીએ વિધવા વિવાહનો પ્રશ્ન પ્રથમ ઉઠાવ્યો, પણ છેવટે બીજું લગ્ન કરતા પહેલા આ પ્રશ્ન વિષે ચર્ચા ન કરવાનુ વચન આપી, તેમણે પોતાના ઉજ્જવળ નામને ઝાખું કર્યું.

મુંબઇની જ્ઞાનપ્રસારક મંડળીએ ૧૫૦ રૂપીઆનુ ઇનામ આપી "પુનરવિવાહ પ્રબધ" નામનો નિબંધ લખાવી ઇ. સ ૧૮૫૬ માં પ્રસિદ્ધ કર્યો હતો. તેમા લેખકનું નામ આપવામાં આવ્યુ નથી, પણ તે કવિ દલપતરામનો લખેલો હતો શરૂઆતમાં "પુનર વિવાહ પ્રબંધ બનાવનારે લખેલો દોહો" એમ કહી જે દોહરો આપ્યો છે ને વાંચવાથી લેખકના નામ વિષે પૂરતી સૂચના મળી રહે છે.

"જે દલમા પ્રભુને ગમયુ તે દલમા મુજ દીધ ॥
મેં દલ શોધી પ્રબધ રચી, એ દલ હાજર કીધ ॥

વિધવાવિવાહનો પ્રશ્ન કવિ નર્મદ તથા કરશનદાસ તથા તેમના મિત્રોને હૈયે ખાસ વસેલો હતો આ સંબધમા કાઇક કરી બતાવવું એવી તેમની હોસ હતી તેથી પ્રથમ તેમણે ૧૮૬૬ મા મુબાઇમાં દીવાળી નામની ગરીબ બ્રાહ્મણ વિધવાને શોધી કાઢી. તેને પરણાવવા માટે એક મૂર્ખ બ્રાહ્મણને ઉભો કર્યો. આ પ્રમાણે પ્રથમ પુનર્લગ્ન થયું. પણ લગ્ન કરનાર જોડું સુખી થયું નહી. પેલો બ્રાહ્મણ એમ માનતો કે પુનર્લગ્ન કર્યું, એટલે હવે તેણે કામકાજ કર્યા વિના બેઠા બેઠા મોજ મારવાની. ચાલામા આવેલ રૂપીયા ખાઇ ગયા પછી, તેણે બાઇને કાઢી મુકી અને પોતે નાતમા ભળી ગયો. આ પ્રમાણે અનુભવ વિના કરેલ આ પહેલા પુનર્લગ્નમા સર્વને નિષ્ફળતા મળી, પણ ત્યાર પછી કરસનદાસે પોતાના મિત્ર શેઠ માધ રૂગનાથદાસનુ જે પ્રખ્યાત પુનર્લગ્ન કરાવ્યું; તે ગુજરાતી સા ! ઇતિહાસમાં સ્મરણીય અને ... અમર ઉપજાવનાર છે

**માધવદાસ રૂગનાથદાસ**

ગુજરાતી સમાજ સુધારાના ઇતિહાસમા માધવદાસ રૂગનાથદાસનુ નામ પુનર્વિવાહના પ્રશ્ન સાથે હમેશને માટે જોડાઇ રહેશે. માધવદાસ કપોળ વાણીયા હતા પ્રખ્યાત સુધારક કરસનદાસ મૂળજી સાથે તેમને મૈત્રી હતી કરસનદાસના પત્ર સત્ય પ્રકાશમા માધવદાસ પ્રસગોપાત લખાણો લખી મોકલતા એટલે કે તેમનુ મન મૂળથીજ સસાર સુધારા તરફ વળેલુ હતુ ૪૧ વરસની ઉમરે માધવદાસની બીજી પત્ની મરણ પામી એ વખતે તેમને લાગ્યુ કે પોતાના સુધરેના વિચારો અમલમા મુકવાનો હવે સમય આવ્યો છે તેમના બીજી વખતના પત્નીના મૃત્યુ સમયે કરસનદાસ મુબાઇમા ન હતા પણ લીબડી હતા તેમણે માધવદાસ ઉપર દિલાસાપત્ર લખ્યો તેમા યોગ્ય ધીરજ આપી છેવટના ભાગમા નાતના વ્યવહાર પ્રમાણે કોઇ યોગ્ય કુમારીકા જોડે લગ્ન કરી સસા માડવા ઇચ્છતો નથી પણ બાકીની જીદગી સસાર ખટપટનો ત્યાગ કરી ઇશ્વર ભક્તિમા ગાળીશ અથવા જો સસારમા પડીશ તો બની આવશે તો કોઇ આબરૂદાર વિધવા જોડે પુનર્લગ્ન કરીશ " આ ઉપરથી કરસનદાસે ફરી લખ્યુ હતું તમારો વિચાર ઉત્તમ છે, તજવીજ કરશો તો નાતમાથી આબરૂદાર વિધવા મળી શકશે ' આ સમયે માધવદાસને પોતાની નાતની એક વિધવા બાઇ સાથે પરિચય થયો તે ઉપરથી વિધવાઓના સકટો કેવા ભયકર છે, તેનો તેમને બરાબર ખ્યાલ આવ્યો અને તે પછી તેમને નિશ્ચય થયો કે વિધવાઓના ઉદ્ધાર માટે તેમણે પોતે પુનર્લગ્ન કરી દાખલો બેસાડવો જોઇએ આ નિશ્ચય અમલમા મુકવા માટે તેમણે ૧૮૭૧ ના એપ્રિલ માસની ૨ જી તારીખના રાસ્ત ગોફતાર પત્રમાં નીચે પ્રમાણે જાહેરખબર છપાવી

રૂ ૫૦૦) નુ ઇનામ

કપોળ વાણીયાની નાતનો એક આબરૂદાર ગૃહસ્થ એજ નાતની

આસરે ૧૫થી ૩૦ વરસની ઉમ્મરની કોઇપણ આબરૂદાર વિધવા સાથે પુનર વીહવા કરવાને ખુશી છે. એટલા માટે જે સખશ તેવી કોઇ લાયક વિધવા સાથ પુનરવીહીવાનું સુભ કામ પાર પાડી આપશે તેને એ કામ પાર પાડવાથી ઉપલા ગૃહસ્થ તરફથી રૂ. ૫૦૦નું ઇનામ મળશે.

આ બાબતસર કાંઇ પણ વધારે જાણવુ હોય તો રાસત ગોફ્તાર તથા સતય પરકાશના અધીપતીને પુછવું.

મુંબઇ તા. ૩૦ મી મારચ ૧૮૭૧

ઉપલી જાહેર ખબર છપાયાથી આખી કપોલ વાણીઆ નાતમાં ચર્ચા ચાલી રહી. તે છાપનાર માધવદાસજ છે, એમ નાતના સર્વ માણસોને સમજાયું; કારણ સુધારા પક્ષના અને વિધવા વિવાહની તરફેણના તેમના વિચારો જાણીતા હતા. કપોલ નાતના આગેવાન સર મંગળદાસ નથુભાઇએ માધવદાસને પુર્નલગ્ન ન કરવા માટે ઘણું સમજાવ્યા, પણ તે પોતાના વિચારમાં મક્કમ રહ્યા. માધવદાસની પેલી ઓળખાણ વાળી વિધવાબાઇ જેનું નામ ધનકોર હતુ, તે છાપનાર માધવદાસ જ છે, એમ ખાત્રી થયા પછી તેમને મળવા ગઈ. માધવદાસે તેને પુનર્લગ્ન કરવાની પોતાની તૈયાર જણાવી. ધનકોરે પોતાને ઘેર જઇ, પોતે પણ પુનર્લગ્ન કરવા માટે તૈયાર છે, એવી ચીઠી માધવદાસ પર લખી મોકલી, તે ઉપરથી તા. ર જી મે ૧૮૭૧ ને મગળવારે લગ્નનો દિવસ નક્કી કરવામાં આવ્યો. આ કામમાં માધવદાસને કેખુશરૂ નવરોજી કાબરાજી અને કરસનદાસ મુળજીએ સારી સહાય આપી. આ વખતે હિંદુ વિધવાનું પુનર્લગ્ન એ ઘણો જોખમકારક બનાવ ગણાતો હતો, તેથી માધવદાસે પોલીસ અમલદારોની હાજરીમાં મુંબઇના એક છેડે આવેલા બંગલામાં વિષ્ણુ પરશુરામ પંડિત પાસે પુનર્લગ્નની ક્રિયા કરાવી. તે વખતે લગભગ ૨૦૦ માણસોનો મેળાવડો જમા થયો હતો, તેમાં નીચે લખેલા આગેવાન ગૃહસ્થો હતા. શેઠ લક્ષ્મિદાસ ખીમજી, શેઠ કરસનદાસ મૂળજી, પંડિત

વિષ્ણુ પરશુરામ ડૉ. આત્મારામ પાંડુરંગ ડૉ. ધીરજરામ દલપતરામ શ્રી રામકૃષ્ણ ગોપાળ ભાન્ડારકર શ્રી ભાસ્કર નાનાભાઈ શ્રી નારાયણ મહાદેવ પરમાનંદ વગેરે કરસનદાસ મુળજી ધનકોરના ધર્મ પિતા બનેલ હતા. તેઓએ તેનું ક્ન્યાદાન આપ્યું પુનર્લગ્નનો દિવસ પુરી ફતેહ સાથે પસાર થયો. પછી બીજે દિવસે ટાઈમ્સ એફ ઇન્ડીઆ બોમ્બે ગેઝેટ તથા મુંબઇ સમાચારના છાપાઓએ આ સમાચારને ખુબ મહત્વ આપ્યું. આ પ્રમાણે મુંબઇમા અને દેશાવરમા ખબર ફેલાવાથી હાહાકાર થઇ રહ્યો. ઘેર ઘેર અને દુકાનો તથા આફિસોમા વર્તમાનપત્ર અને રસ્તાઓ પર છાપાઓમાં લોકો આ હકીકત વાચવા લાગ્યા. એક વાચે ને અભ્યાસ ધરતે સાંભળતા ટોળા થઈ ઉભા રહે. એ રીતે પુનર્વિવાહની ખબર ગુજરાતમા ફેલાઇ ગઇ હજારો લોકોમા આનંદ પસરી રહ્યો. તેમજ કેટલાક લોકોના મનમા દીલગીરી તથા ક્રોધ પણ ઉત્પન્ન થયા. ઘણીએક વિધવાઓ આ ખબરથી અત્યંત ખુશીમા આવી ગઇ અને પોતાને પણ ધનકોરના જેવું સુખ મળે એવી ઉમેદ બાંધી બેઠી. બીજી તરફથી તેમના વાલીએ તે બિચારીઓ ઉપર આગળ કરતા વધારે જાપ્તો રાખવા વિચાર કરવા લાગ્યા.

લગ્નના થયા પણ તે પછી માધવદાસના ઉપર સંકટોનો વરસાદ વરસવા લાગ્યા. ધનકોરના કાકા વરજીવનદાસ કપોળ નાતના આગેવાન શેઠ હતા. તેમણે માધવદાસ વિરૂદ્ધની હીલચાલમા આગળ પડતો ભાગ લીધો. પુનર્લગ્નમા મુખ્ય મદદ કરનાર કરશનદાસ મુળજીનું ખુન કરવા માટે કાવતરું રચનામા આવ્યું. પણ શેઠ લક્ષ્મીદાસ ખીમજીની મદદથી કરશનદાસ બચી ગયા. માધવદાસ પોતાની પેઢીમા કોઈ કોઈના નાણા અનામત રાખતા હતા. હવે પુનર્લગ્ન થયા અને મુંબાઇની મોટી નાતના અને મહાજનના શેઠીઆઓની વિધવા ભત્રીજી સાથેજ લગ્ન થયાં તેથી નાણા મુકનારાઓ ગભરાટમા પડયા

અને સૌએ નાણાં ઉપાડી લેવા-ધસારો કર્યો. પણ માધવદાસ સૌને સંતોષ આપી શક્યા, તેથી લોકોને ધીરજ આવી અને માધવદાસનો ધધો રોજગાર ટકી રહ્યો.

માધવદાસને કપોલ નાતે નાત બહાર મુકયા. એજ પ્રમાણે ધનકોરબાઇનો પણ બહિષ્કાર કરવામાં આવ્યો. આ જાતના ખુલ્લા હુમલાઓ ઉપરાંત માધવદાસની સામે કેટલાક છુપા તરકટો પણ કરવામાં આવ્યાં હતાં, પણ તે સર્વ નિષ્ફળ નિવડયા. એવામાં માધવદાસ માંદા પડયા; એટલે લોકોએ તેમના મરણની ખોટી અફવા ગામમાં ઉડાવી. વહેમી લોકો પુનર્વિવાહને અધર્મનુ કામ ગણતા હોવાથી માધવદાસ ઉપર ઇશ્વરનો કાપ ઉતર્યો એમ માનવા લાગ્યા પણ માધવદાસ એક મહિનામા સારા થઈ ગયા અને પુનર્લગ્ન કરવાથી ઇશ્વર નારાજ થતો નથી, તેનુ પ્રજાને સ્પષ્ટ દેખાવા લાગ્યું.

માધવદાસને તેમની આગલી સ્ત્રીની એક પુત્રી હતી, તેનુ લગ્ન નાતના કોઇ માણસ સાથે થઇ શકશે નહિ, એમ કપોલ વાણીયા માનતા હતા. પણ " જયા રાખનાર પરમેશ્વર હોય છે ત્યા મારનાર ધૂળ ચાટે છે. " એ માધવદાસનુ વાકય આ સબધમા પણ ખરૂ પડયું. તેમનીજ નાતનો એક નિરાધાર છોકરો માધવદાસને આશ્રયે આવી રહ્યો હતો. તે ઉચ્ચ કુળનો હતો પણ ગરીબ અવસ્થામા આવી પડયો હતો. તેના માબાપ મરણ પામ્યા હતા, એટલે માધવદાસે તેને પોતાને ત્યાં રાખ્યો. તે ચંચળ મનનો અને ચપળ બુદ્ધિનો હતો. ૧૯ વરસની ઉમરે તે મેટ્રીકમાં પાસ થયો. આ વખતે માધવદાસની દીકરીની ઉમર ૧૬ વરસની હતી. તે બંનેની સંમતિથી માધવદાસે તેમનાં લગ્ન કર્યા. તે લગ્નમાં માધવદાસની નાતનો એક માણસ આવ્યો ન હતો, છતાં લગ્ન ઘણી સારી રીતે થયું હતુ. માધવદાસે તેમની પછી થયેલા બીજા પુર્નલગ્ન કરનારા સર્વે વાણીયાઓ, કાઠીઆવાડ અને ગુજરાતના જુદા જુદા ભાગોમાંથી આમંત્રણ

વિષ્ણુ પરશુરામ ડૉ. આત્મારામ પાંડુરંગ ડૉ. ધીરજરામ દલપત રામ શ્રી રામકૃષ્ણ ગોપાળ ભાન્ડારકર શ્રી ભાઉશંકર નાનાભાઈ શ્રી નારાયણ મહાદેવ પરમાનંદ વગેરે કરસનદાસ મુળજી ધનકોરના ધર્મ પિતા થઈને બેઠા હતા તેઓએ તેનુ ન્યાદાન આપ્યુ પુનર્લગ્નનો વિધિ પુરી ફતેહ સાથે પસાર થયો. પછી બીજે દિવસે ટાઈમ્સ ઓફ ઇન્ડીઆ બોમ્બે ગેઝેટ તથા મુંબઈ સમાચારના છાપાઓએ આ સમાચારને ખુબ મહત્વ આપ્યુ. આ પ્રમાણે મુંબઈમા અને દેશાવરમા ખબર ફેલાવાથી હાહાકાર થઈ રહ્યો. શેર રોડ અને દુકાનો તથા આફિસોમા ચબુતરાપર અને રસ્તાઓ પર, છાપાઓમા નોંધો આ હકીકત વાચવા લાગ્યા એક વાચે ને સંખ્યાબંધ તે સાંભળવા ટોળા થઈ ઉભા રહે. એ રીતે પુનર્વિવાહની ખબર ગુજરાતમા ફેલાઇ ગઇ. હજારો લોકોમા આનંદ પસરી રહ્યો. તેમજ કેટલાક લોકોના મનમા દિલગીરી તથા ક્રોધ પણ ઉત્પન્ન થયા. ઘણીએક વિધવાઓ આ ખબરથી અત્યંત ખુશીમા આવી ગઇ અને પોતાને પણ ધનકોરના જેવુ સુખ મળે એવી ઉમેદ બાંધી બેઠી. બીજી તરફથી તેમના વાલીઓ ને સિપારીઓ ઉપર આગળ કરતા વધારે જાપ્તો રાખવા વિચાર કરવા લાગ્યા.

લગ્નનો થયા પણ તે પછી માધવદાસના ઉપર સંકટોનો વરસાદ વરસવા લાગ્યો. ધનકોરના કાકા વરજીવનદાસ કપોળ નાતના આગેવાન શેઠ હતા. તેમણે માધવદાસ વિરોધી હીલચાલમા આગળ પડતો ભાગ લીધો. પુનર્લગ્નમા મુખ્ય મદદ કરનાર કરશનદાસ મુળજીનુ ખુન કરવા માટે કાવતરુ રચવામા આવ્યુ. પણ શેઠ લક્ષ્મીદાસ ખીમજીની મદદથી કરશનદાસ બચી ગયા. માધવદાસ પોતાની પેઢીમા કેઈ કેઈના નાણા અનામત રાખતા હતા. હવે પુનર્લગ્ન થયા અને મુંબાઈની મોટી નાતના અને મહાજનના શેઠીઆઓની વિધવા ભત્રીજી સાથે લગ્ન થયા તેથી નાણા મુકનારાઓ ગભરાટમા પડ્યા

રીતે સંખ્યાબંધ પુનર્વિવાહ થયા છે, જેમાંના કેટલાક આ શકાનમાં થયાં છે અને તેમાંના ઘણાખરામાં મારી અદના સેવા મ્જાની હું ભાગ લેતો રહ્યો છું, તેમની આ વખતે યાદ કરતાં ઘણો સંતોષ ઉપજે છે, કારણ કે તેમાંના કેટલાક પુનરલગ્નો કાહાણી સરખા બનાવો અને મુશીબતો વચ્ચે થયાં છે. જેમકે મી૦ અને મીસીસ માધવદાસ પરણ્યાં તેજ વર્ષમાં ભાવનગરથી એક વિધવા પોતાના ધારેલા ધણી સાથે અતરે પુનર્લગ્ન કરવા આવી હતી. તેઓ મુંબઇમાં તદ્દન અજાણ્યા હતા અને મી. માધવદાસનું નામ સાંભળીને આવ્યા હતાં. જેઓ એમના ઘરની પરપુછ કરતા હતા તેટલામા તેમની ધારણા જણાઇ ગઈ, તેનું પરિણામ એ આવ્યું કે તે બાઇને જબરદસ્તથી પકડીને મુબાઈથી તરીપાર કહાડવામા આવી અને તેને વતન ભાવનગર પકડીને લઇ જવામા આવી. મી. માધવદાસને ખબર પડવાથી તેવણે અને તેમના સુધારા મડળે ઘણીક મેહેનત ચલાવી. પોલીસની મદદ લીધી, પણ પોલીસથી કાઇ બને એવુ નહી હતુ, માટે સુધારાવાળામાના એક હિમતવાન પુરૂષે તે બાઇને છોડાવી લાવવાનું માથે લીધું અને અંતે તે ઘણીક મુશ્કલીએ તે બાઇને બચાવી લાવ્યો અને તેના મુંબઇમા ધારેલા ધણી સાથે ફતેહમદીથી લગ્ન થયાં. તે બાઇને અમે આગગાડીમા કેટલાક ગમ્ના સુધી સામા લેવા ગયા હતા તે દિવસ હજી મને યાદ છે. મી. માધવદાસના લગ્ન પછી બીજે વર્ષે એક બીજી વિધવાના શુભ લગ્ન બીજી કેટલીક મુશ્કેલી વચ્ચે થયા હતા તે વિધવા બાઈ જીવકોર અને તેમના ધારેલા ધણી મી. લલ્લુભાઈ મને ભરૂચ પ્રગણામાં શિક્ષકો હતાં. તેમના પરણવાનો વિચાર જાહેર થતાં જ તેમના ગ્નાતિલાઓ તે બાઇને જબરીથી પકડી ગયા, તેનુ જબરીથી માથું મુડાવી નાખ્યું અને તેને જેમ બને તેમ બદસુરત બનાવી કે જેથી તેના ધારેલા ધણીનો મનોભાવ તેના ઉપરથી ઉતરી જાય, પણ તે

કઈ બોલાવ્યા હતા. માધવદાસના જમાઈએ પણ લગ્ન પછી પોતાનો અભ્યાસ ચાલુ રાખ્યો અને એલ, એમ એન્ડ એસ પરીક્ષા ફત્તેહ મંદીથી પાસ કરી તેમનુ નામ ડૉ રણછોડદાસ પરમાનંદ વ્હોરા હતુ

શેઠ માધવદાસે આ પછી વિધવા વિવાહ માટે પુષ્કળ પ્રયત્ન કર્યો. પોતાના ગીરગામ પરના બગલાનું નામ તેમણે "વિધવા વિવાહ હૉલ" રાખ્યુ હતુ અને વિધવાઓના પુનર્લગ્ન માટે તેનો ઉપયોગ કરવાનુ જાહેર કર્યુ હતુ અનેક વિધવાઓના લગ્નના મુગા સાક્ષી બની આ હૉલે પોતાનુ નામ સાર્થક કર્યુ છે

હિંદુસ્તાનની કેળવણી અને સમાજ સુધારાની ઇગલાડમા હિલચાલ ચલાવનાર પરોપકારી બાઇ મીસ મેનીગ ૧૮૮૮ મા હિંદમા આવ્યા, ત્યારે શેઠ માધવદાસે તેમના માનમા "પુનર્વિવાહ હૉલ" મા એક પાર્ટી રાખી હતી. તેનો ઉદ્દેશ મીસ મેનીગને પુનર્લગ્ન કરનાર જોડાઓની ઓળખાણ કરાવવાનો હતો તેમા કામ રાજીએ જે ભાષણ આપ્યુ હતુ તે મુંબાઇ ઇલાકામા થયલ પુનર્વિવાહ વિષે સારો ખ્યાલ આપે છે

શ્રી માધવદાસ અને તેમના બાનુના ઇન્સાફને માટે મારે કહેવુ જોઇએ કે તેઓ કાઇ માત્ર મોહડેથી બોલનારા સુધારાવાળા વર્ગના નથી તેવણ કાઈ સુધારાની ફક્ત ઢોક ઢીલાવવાની પટપટ કરનારા નથી સમારી સુધારાનુ કામ બોલવાને બદલે કરી બતાવનારા થોડાક સુધારાવાળાઓ, જેઓ અહી હાજર છે તેમની ટોળીના તેઓ છે શ્રી માધવદાસ અને એમના મીત્રો એવુ માનનાર છે કે રાજદ્વારી સુધારા અગાઉ સસારી સુધારાની જરૂર છે અને સંસારી સુધારો એ સઘળા રાજદ્વારી સુધારાનો મુળ આધાર અને પાયો છે શ્રી માધવદાસના દાખલાથી તે લગ પછી હિંદુઓના પુનર્વિવાહ ઘણા વધ્યા છે અને એમની નામ

કરીને સંખ્યાબંધ પુનર્વિવાહ થયા છે, જેમાંના કેટલાક આ મકાનમા થયા છે અને તેમાંના ઘણાખરામા મારી અદના સેવા બજાવી હુ ભાગ લેતો રહ્યો છુ, તેમની આ વખતે યાદ કરતા ઘણો સંતોષ ઉપજે છે, કાંકે તેમાના કેટલાક પુનર્લગ્નો કાહાણી સરખા બનાવો અને મુશીબતો વચ્ચે થયા છે જેમકે મી૦ અને મીસીસ માધવદાસ પરણ્યા તેજ વર્ષમા ભાવનગરથી એક વિધવા પોતાના ધારેલા ધણી સાથે અતરે પુનર્લગ્ન કરવા આવી હતી તેઓ મુબઇમા તદ્દન અજાણ્યા હતા અને મી. માધવદાસનુ નામ સાભળીને આવ્યા હતા જેઓ એમના ઘરની પરપુછ કરતા હતા તેટલામા તેમની ધાગ્ણા જણાઇ ગઈ તેનુ પરિણામ એ આવ્યુ કે તે બાઇને જબરદસ્તથી પકડીને મુબાઇથી તરીપાર કહાડવામા આવી અને તેને વતન ભાવનગર પકડીને લઇ જવામા આવી મી માધવદાસને ખબર પડવાથી તેવણે અને તેમના સુધાગ મડળે ઘણીક મેહેનત ચલાવી પોલીસની મદદ લીધી, પણ પોલીસથી કાઇ બને એવુ નહી હતુ, માટે સુધારાવાળામાના એક હિમતવાન પુરૂષે તે બાઇને છોડાવી લાવ નુ માથે લીધુ અને અને તે ઘણીક મુશ્કેલીએ તે બાઇને બચાવી લાવ્યો અને તેના મુબઇમા ધારેલા ધણી સાથે ફતેહમદીથી લગ્ન થયા તે બાઇને અમે આગગાડીમા કેટલાક ગ્સ્ના સુધી સામા લેવા ગયા હતા તે દિવસ હજી મને યાદ છે મી માધવદાસના લગ્ન પછી બીજે વર્ષે એક બીજી વિધવાના શુભ લગ્ન બીજી કેટલીક મુશ્કેલી વચ્ચે થયા હતા તે વિધવા બાઈ ગુજરાતી અને તેમના ધારેલા ધણી મી. લલ્લુભાઈ સને ભરૂચ પ્રગણામા શિક્ષકો હતા તેમના પરણવાનો વિચાર જાહેર થતા જ તેમના જ્ઞાતિવાળાઓ તે બાઇને જબરીથી પકડી ગયા, તેનુ જબરીથી માથુ મુડાવી નાખ્યુ અને તેને જેમ બને તેમ બદસુરત બનાવી કે જેથી તેના ધારના ધણીનો મનોભાવ તેના ઉપરથી ઉતરી જાય, પણ તે

વળી તેના તરફની પોતાની વફાદારીમા હઠી ગયો નહી જેથી અંતે તેઓ અમદાવાદ જઇને પરણ્યા અને ત્યાંથી પોતાના નિર્વાહને માટે મુબાઇ આવ્યા તેમને પહેલો આશ્રય આપનાર માધવદાસ હતા, કે જેઓના ઘરમા આ ભાગ્યશાળી જોડાએ ઉતારો લીધો તે વખતની વાત મને આજસુધી યાદ છે તે બાઇને પાછળથી અંતરેની એક સરકારી કન્યાશાળામા નોકરી મળી કે જ્યા તે ફર્સ્ટહેડ શિક્ષિકા તરીકે પ્રખ્યાત થઈ અને હમણા તેઓ પ્રગણાઓ ખાતે છે કે જ્યા તેના ભરતાર એક મોનમા વીનિઅ માસ્તરનુ કામ બજાવે છે ભાટિઆ જ્ઞાતિમા પહેલવહેલા પુનર્વિવાહ કરનારી વિધવા જે પોતાના ધણી સાથ આજે અહી હાજર છે અને જેમના સાથ મે હમણાજ તમારી ઓળખાણ કરાવી છે તેમના શુભ લગ્ન સાથે પણ એવીજ રમુજી હકીકત જોડાએલી છે એ વિધવા પોતાના ધારેલા ધણી સાથે પરણવાને કચ્છથી મુબાઇ આવ્યા ત્યારે તેમના ઉપર તરેહવાર ઓહતાનો જાડવામા આવ્યા તેમના સામા તેમની સી મત જપ્ત થવાની ધાસ્તી ઉભી થઈ અને તેમને ઘણુક અપમાન ખમવુ પડ્યુ તેમના તરફથી શ્રી માધવદાસે અને એમના મીત્રોએ સત્તાવાળાઓ સાથ ઘણીક મહેનત ચલાવી અને અંતે તેઓના લગ્ન મુબાઇમા પાર પડવા સબંધે મરજી તહોમતમાથી તેઓ કેટલીક રીતે મુક્ત થયા. શ્રી માધવદાસના લગ્ન પછી પુનર્વિવાહના બીજા બે ત્રણુવા જોગ દાખલા અમદાવાદ ખાતે બન્યા હતા કે જેમાના પહેલાની વખતે શ્રી માધવદાસ પોતે અમદાવાદ ગયા હતા અને તે લગ્ન કરવાને જ્યા બ્રાહ્મણ પહેલા બીલકુલ ના પાડતા હતા ત્યા શ્રી માધવદાસે છૂટે હાથે દક્ષિણા આપ્યાથી ફાયદો એ થયો કે પછી તે લગ્નક્રિયા વિધિપૂર્વક કરવાને મુશ્કેલીનો કશો ટોટો પડ્યો નહી બીજા દાખલાવાળી વિધવા અમદાવાદની શ્રાવક જ્ઞાતની હતી કે જે લેખક સુધારા સામેના વડીલોમા અતિ ઘણા જુનની છે તે લગ્નમા મદદ

કરનારા મારા મિત્ર રાવબહાદુર ગોપાળરાવ હરી દેશમુખ હતા,' કે જેઓએ લગ્નને દહાડે સઘળી તૈયારી કીધી; ત્યારે શ્રાવકોને ખબર મળવાથી હજારો માણસો તે વિધવાના ઘરની આસપાસ ફરી વળ્યા હતા અને તેના ધારેલા ધણીએ લગ્ન કરવાને ઠરાવેલ ઘરમા ભરાઇ બેસીને રાવબાહાદુર ગોપાળરાવને અરજ વઠીક કરવી પડી હતી કે લગ્ન તે દિને મોકુફ રાખવાં. પણ આગ ભાગ્યે પોલીસની મદદથી એક વગવાળો અમલદાર તે વિધવાને સઘળી હરિફાઇ વચ્ચેથી છોડી લાવવાથી તે લગ્નક્રિયા પરિપૂર્ણ થઈ હતી × મી. માધવદાસના લગ્ન પછી ગુજરાતી હિંદુઓમા ૨૧ પુનર્લગ્ન થયા છે. બીજા પાચ છની નોંધ રહી નથી તે જુદા. અને મરાઠી હિંદુઓમા ૨૧ પુનર વિવાહની સંખ્યા થઇ છે ''

**પુનર્લગ્નની પ્રગતિ**

આંકડાઓ જોતા ગુજરાતમા પુનર્લગ્ન કરનારાઓમા મુખ્ય વાણીયા દેખાય છે ત્યારે દક્ષિણમા મુખ્ય ભાગ બ્રાહ્મણોએ ભજવ્યો છે. પુનર્લગ્ન કરનાર સ્ત્રીઓનું વય મોટેભાગે ૨૦ થી ૨૫ વર્ષ અને પુરૂષોનુ ૨૫થી ૩૦ વરસ જણાય છે. અમદાવાદમા સને ૧૮૬૮મા " પુનર્લગ્ન એસોસિએશન " સ્થપાયુ હતુ તેના આશ્રય નીચે ૪૦ વર્ષમા બાવન પુનર્લગ્ન મુખ્યત્વે બ્રાહ્મણ અને વાણીયા કોમમા થયાં હતા એમ સ્વ. લાલશંકરે " સ્ત્રી બોધ અને સામાજીક ઉન્નતિની જ્યુબિલી " પ્રસંગે ૧૯૦૮ મા ભાષણ કરતા જણાવ્યુ હતુ. ઉપર દર્શાવેલ સમાજના ઉપક્રમથી ૧૯૩૦ સુધીમા અમદાવાદમા ૧૭૯ પુનર્લગ્નો થયા હતા

સને ૧૮૭૪ ની સાલમા અમદાવાદમા પ્રથમ વિધવાવિવાહ થયો તે વખતે પુનર્લગ્ન કરનાર જોડાની નાતમાં મોટો ખળભળાટ થયો હતો અને તેમાથી પાછળથી " ગૃહ પ્રવેશ " નો કેસ ઉભો થયો હતો.

× જદાવ બાઇ અને હલ્લુ ખુશાલના લગ્ન વિષે આકસ્મારો છે. જુઓ પૃ. ૮૨

પુનર્લગ્ન કરનાર શ્રાવક બાઇ જડાવ બાર વર્ષની ઉંમરે વિધવા થઇ હતી. તેણે પોતાની નાતના લલ્લુ ખુશાલ સાથે પુનર્લગ્ન કરવાનો નિશ્ચય પોતાનાં ઓળખીતાંઓને જાહેર કર્યો, ત્યારે રા. સા. મહિપતરામે આ લગ્નના કામમાં ખાસ મદદ કરી. તા. ૨૪ સપ્ટેમ્બર ૧૮૭૪ ના રોજ લલ્લુ ખુશાલ અને બાઇ જડાવનું લગ્ન થશે એમ જાહેર કરવામા આવ્યું. શ્રાવકોએ બાઇ જડાવના ઘરને ઘેરી લીધું, પણ મ્યુનિસીપલ સેક્રેટરી રઘુનાથરાવ જનાર્દન કોન્સ્ટેબલોની મદદથી તેને પોતાના શીગરામમાં બેસાડીને હિંમતભાઇનો બંગલો જ્યાં લગ્ન થવાનું હતુ ત્યાં લઈ આવ્યા. આ જગાએ શહેરના સુધારકો અને કેટલાક યુરોપીઅનોની હાજરીમાં જડાવ બાઇ અને લલ્લુભાઇનું પુનર્લગ્ન થયું. રાત્રે ઘેર જવું સલામતીભરેલું ન લાગવાથી જડાવ બાઇ ત્યા ગઈ નહિ પણ પોતાની મિલ્કત તાળું ઉઘાડી તેજ મકાનના બીજા ભાગમાં રહેતી તેની સાસુ કાઢી ન જાય તે માટે પોતાને ઘેર સીલ મારવા તેણે વકીલ મણિલાલ ગોવિંદરાયને કેટલાક માણસો સાથે મોકલ્યા. બીજે દહાડે તેની સાસુએ જડાવ બાઇને મકાનમાં પેસવા દીધી નહિ તેથી તેણે તેની સામે કેસ કર્યો. ત્યારે તેની સાસુએ જડાવ બાઇ, મણિલાલ વકીલ, રઘુનાથરાવ જનાર્દન વગેરેની સામે સાપરાધ ગૃહપ્રવેશનો કેસ કર્યો. આ વખતે જડાવ બાઈની સાસ કુંવરબાઇના વકીલ દેસાઈભાઇ કાલીદાસે× અમદાવાદની કોર્ટમા કહ્યું હતું " મિ. મહિપતરામ આ ગામના આગળ પડતા સમાજ સુધારક છે, પણ આ બનાવમાં એમના કામથી ઘણાંને અસંતોષ થયો છે...સમાજ સુધારકો ભલે આને સુધારો કહે, પણ આ કાંઇ સુધારો નથી. એથી લોકોને દુઃખ થાય છે... સરકાર જો વિધવાવિવાહની રજા આપશે તો જે સ્ત્રીઓને પોતાના ધણી ગમતા નહિ હોય તે પોતાને ગમતા ધણીની ખાતર તેમને

× દિ. બ. હરિલાલ ભાઈ દેસાઈના પિતા

મારી નાખશે. " છેવટના વાકયમા કરેલી "લીન છેમ્જ વજુદ વિનાની છે છતા હજુએ તેનો વારંવાર ઉપયોગ કરવામા આવે છે.

લલ્લુભાઇ અને જડાવબાઈને પુનર્લગ્ન કરવા માટે નાત બહાર મૂકવામા આવ્યા હતા, એટલુજ નહિ પણ કોઇએ તેમને ઘર કે બીજી વસ્તુઓ ભાડે કે ઉછીની પણ આપવી નહિ એવો ઠરાવ કરવામા આવ્યો હતો વળી કોઈએ પ્રાર્થના સમાજમા જવુ નહિ અને છોકરીઓને કોઇ પણ નિશાળમા મોકલવી નહિ એવા ઠરાવો પણ કરવામા આવ્યા પરિણામે પુનર્લગ્ન કરનાર જોડાને ભાડે રાખેલુ ઘર ખાલી કરવુ પડયુ અને લલ્લુ ખુશાલને પોતાનો કાપડનો વેપાર બધ કરવો પડયો વળી કન્યાશાળાઓમા છોકરીઓની હાજરી ૪૦ ટકા ઓછી થઇ ગઇ

આ પછી જણાવવા લાયક પુનર્લગ્ન જીવકોર બાઇ અને લલ્લુભાઇ જેમના નામ અમદાવાદની ન્યુ ઇગ્લીશ સ્કુલ સાથે જોડાએલ છે + તેમનુ થયુ ત અમદાવાદના રહેવાસી હત પણ તેમનુ લગ્ન મુબાઇમા થયુ હતુ એટલે તેમને નાત તરફથી બહુ મુસ્કેલીઓ નડી ન હતી

**મહીપતરામ** — સામાન્ય રીતે જો કે તે સુધારાના દરેક કામમા ઉત્સાહભર્યો ભાગ લેતા હતા તોપણ મહિપતરામનુ નામ પરદેશ ગમન અને પ્રાર્થના સમાજ એ બે બાબતો સાથે ખાસ જોડાયેલુ છે તે સિવાય તે કેળવણી ખાતાના અધિકારી લેખક વગેરે અનેક સ્વરૂપે દેખાયા હતા, ત્યારે તેમની જ્ઞાતિના કેટલાક સજ્જનો (!) તો તેમને " આપણી ન્યાતનો ઘોળ ઢાળ્યો ' તો તે મહિપતરામ "* એ રીતેજ ઓળખાતા હતા

સુધારાના વિષયમા ખત અને ખરી દાઝવાળા આ નરનો જન્મ સુરતમા વડનગરા નાગર ગૃહસ્થ જ્ઞાતિમા ૧૮૩૦ મા થયો

+ ને એલ. (જીવકોર લલ્લુભાઈ) ન્યુ ઈગ્લીશ સ્કુલ

* સ્મરણ મુકુર

હતો આ સમયમા બાળક જન્મે કે તરત અથવા તેથી પણ વહેલ તેના લગ્નનો વિચાર કરવામા આવતો હતો મહીપતરામ કદ ઝોળામાથી ઝડપાયા નહોતા તોપણ તેમનુ સગપણ ઠીક નાનપણમા થયુ હતુ, અને ૭ વર્ષની ઉમરે તેમનુ લગ્ન કરવામા આવ્યુ હતુ તેમના પત્ની પાર્વતીકુંવરની ઉમર તે વખતે પાચ વર્ષની હતી સુરતમા કેટલાક સમય અભ્યાસ કરી ૨૨ વર્ષની વયે તે મુબાઈના એલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટયુટમા અભ્યાસ કરવા માટે ગયા મુબાઈ પહોચ્યા પછી ત્યા તે સ્થાન તે બુદ્ધિવર્ધક સભા, જ્ઞાન પ્રસારક મડળી અને સ્ટુડન્ટસ લીટરરી સોસાયટીમા આગેવાનોમાં ભાગ લેતા હતા મહીપતરામ મુબાઈમા પોતાના પત્ની પાર્વતીકુંવર સાથે રહેતા હતા આ બાબતમાં પણ તેમના જેવાજ સુધારાના વિચારની અસર હતી તેનુ એક દૃષ્ટાંત ગણવા જેવુ છે પાર્વતી કુંવર મોટી વયના થયા ત્યાં સુધી તેમને કાંઈ સતાન થયુ નહતુ તેથી નાગરની સ્ત્રીઓએ તેમને બ્રાહ્મણનુ સત્રેવુ પાણી પીવા આગ્રહ કર્યો પણ તેમણે એવી વહેમી ક્રિયા કરી નહીં પછી સજોગ વશાત્ એજ વર્ષમા તેમને પુત્ર પ્રાપ્તિ થઈ એટલે જો સત્રેવુ પાણી પીધુ હોત તો નનામો બ્રાહ્મણ જશ લઈ જાત કરસનદાસ ડીઆ ગયા તે સમયે સત્યપ્રકાશનુ તત્રી પદ મહીપતરામને સોપતા ગયા હતા તે કામ તેમણે એવી સારી રીત બજાવ્યુ કે તેથી પ્રસન્ન થઈ કોઈ એક ગૃહસ્થ પોતાનુ નામ જણાવ્યા સિવાય તેમને ૨૦૦) રૂપિયા ભેટ મોકલ્યા હતા + વળવાના વર્ષમા તે અમદાવાદ આવ્યા તેમને વિદાય આપતા નર્મદાશકર ગાયુ હતુ—

> સજ્જન સદ્ગુણી સુજ્ઞ જે, દિલાગની વાણ
> જ્યા જશે ત્યા પામશે, સુભાગની ખાણ

---

+ કરસનદાસનુ જીવન ચરિત્ર લેખક મહીપતરામ

અને આપણે જોઇશું તે પ્રમાણે નર્મદની આ અભિલાષ મહીપતરામે મર્વાશે પૂરી પાડી હતી.

અમદાવાદમા કેટલોક સમય હાઇસ્કુલમા કામ કર્યા પછી મહીપતરામને ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરની જગો મળી. તે સમયે તેમણે હોપ વાચનમાળા રચવાના કામમાં પણ ભાગ લીધો. ૧૮૬૦ માં તે હોપ સાહેબની ભલામણથી કેળવણી વિષયક અભ્યાસ કરવા ઇંગ્લાંડ ગયા. સામાન્ય રીતે મહીપતરામને વિલાયત જનાર પહેલા ગુજરાતી કહેવામાં આવે છે, પણ તે ખરાબર નથી. તેમના પહેલા નડીયાદના પાટીદાર કુટુંબના દેશાઇ સામળદાસ દેસાઇભાઇ વિલાયત જઇ આવ્યા હતા. પરન્તુ આ ગૃહસ્થ પોતાની ન્યાતના માણસોથી છાના ગયેલા હોવાથી તેમના ગયાની વાત તે પાછા આવ્યા પછી લાંબી મુદતે જાણવામા આવી હતી અને હજી પણ ઘણાને તેની માહિતી નથી તેમની પછી જનાર ગુજરાતી મહીપતરામ હતા મહીપતરામની પછી બે વર્ષે કરસનદાસ ગયા હતા. પરંતુ જેવી રીતે કરસનદાસનુ નામ મહારાજ લાયબલ કેસ સાથે જોડાયુ છે, તેવી રીતે મહીપતરામનુ નામ પરદેશ ગમનના પ્રશ્નની સાથે જોડાયેલુ છે.

આ સમયે પરદેશ ગમનનો પ્રશ્ન ઘણો વિકટ હતો પ્રજા ઘણી બીકણ તથા વહેમી હતી વળી ધર્મભ્રષ્ટ થવાનો મહાન હાઉ તેમને ભડકાવતો હતો તેથી "જે ઉતરે અટક તેની સામે ચડે કટક" એવી સ્થિતિ હતી. છતા મહીપતરામે પોતાની સ્વભાવિક નિડરતાથી વિલાયત જવા હામ બીડી આ વખતે તેમને ડગાવવાને સુરતમાં તથા મુંબઇમા ઘણો પ્રયત્ન થયો મુંબઇમા વસતા નડીયાદ અને પેટલાદના નાગર બ્રાહ્મણોએ મહીપતરામને નાત બહાર મુકવાનો ઠરાવ કર્યો. તેમના કાકી તેમને અટકાવવા મુંબઇ ગયા, અને સાથે મહીપતરામના પત્ની પાર્વતીકુંવરને લઇ ગયા. પણ તેમની મહેનત વ્યર્થ ગઇ. આ વિષમ પ્રસંગે મહીપતરામનું મન દૃઢ રાખનાર

તથા તેમને હિંમત આપનાર તેમના પત્ની પાર્વતીકુંવર એકલાજ હતા. આ સમયે મહીપતરામે ધર્મ સાચવવા માટે જે જે પ્રયત્નો કર્યા હતા તે જમાનાઓના સંસ્કારો કેવા પ્રબલ છે અને તેને ભુંસતા કેટલી બધી વાર લાગે છે તે બહુ સારી રીતે દર્શાવે છે. રસોઇ કરવા માટે તેમણે એક આદિત્ય બ્રાહ્મણ રસોઇઆને સાથે લીધો હતો. વળી રસ્તામાં એક માસ થતો હતો, તેટલો સમય ચાલે તેટલું ભાથુ પણ પતિપરાયણ પાર્વતીકુંવરે સાથે બંધાવ્યું હતું. મહીપતરામે પોતાનું દેશી ભોજન બીજા ઉતારુઓની નજર આગળ બોટના ડેક ઉપર બેસીને ન લેતા પોતાની કેબીનમાંજ એકલા લેવાનું રાખ્યું હતું. વિલાયતમાં તેમણે દારૂ કે માંસને સ્પર્શ પણ કર્યો ન હતો પણ આ નર્મદાશંકરની કાંઇજ અસર તેમના મુર્ખ અને દ્વેષી જ્ઞાતિબંધુઓ પર થઇ નહી. પોતાના આ પ્રવાસ વિષે તેમણે "ઇંગ્લાંડની મુસાફરીનું વર્ણન" નામનું પુસ્તક લખ્યું છે. ત્યાંની ટ્રેનીંગ કોલેજોનો અભ્યાસ કરી પાછા આવતા તેમને અમદાવાદની ટ્રેનીંગ કોલેજના પ્રિન્સીપાલની જગ્યા મળી ને તેડેજ ગુજરાતી કેળવણી ખાતાના ભાષાંતરકારનું કામ તથા ગુજરાતી શાળાઓ માટે સરકાર તરફથી શરૂ થયેલ "ગુજરાત શાળાપત્ર" માસિકનું તંત્રીપણું પણ તેમને સોંપાયું. ઇંગ્લાંડ જઇ આવ્યા પછી તેમને નાત બહાર રહેવું પડ્યું હતું પણ તેથી તે કે તેમના પત્ની બિલકુલ ડગ્યા નહિ. પરંતુ આ સમયમાં તેમના પિતાનું અવસાન થયું અને તેમની ઉત્તરક્રિયા કરવા તેમને સુરતમાં કોઇ બ્રાહ્મણ મળ્યો નહિ તેથી સમયને ભગાઇને તથા 'નાત આપણી તરછોડે પણ નાતને આપણે તરછોડવી નહી,' એમ માનતા હોવાની તે વર્ષે દેહ શુદ્ધિ પ્રાયશ્ચિત કરી તે નાતમાં દાખલ થયા. ઇંગ્લાંડ ગયા ત્યારે તેમની સ્તુતિ કરતા દલપતરામે ૧૮૬૦ ના એપ્રિલના "બુદ્ધિપ્રકાશ"માં લખ્યુ હતુ —

ાગર નર હારે નહી હારે  હોય હજામ
કહેવત તે સાચી કરી રાખી દલપતરામ

જ્યારે તે પ્રાયશ્ચિત ફરી નાતમાં દાખલ થયા ત્યારે આ દોહરો યાદ લાવી નર્મદે ડાડીયામાં લખ્યુ—

નાગર નર હારે નહી હારે હોય હજામ,
ઈત્યાદિક ફેરવ હવે ડાહ્યા દલપતરામ +

આવી ટીકાઓના જવાબમા મહીપતરામે છાપામા ખુલાસો કર્યો કે "મે કાંઇ મારા મનની માન્યતા બદલીને પ્રાયશ્ચિત કયુ નથી" એટલે એમને ફરીને નાત બહાર મુક્યા અને ચાર વર્ષ પછી વળી ફરીથી પ્રાયશ્ચિત કરાવી અમુક મર્યાદામા નાતમા લીધા પરદેશગમનના પ્રશ્નનો હવે આપણા સમયમા લગભગ નીવડો આવી ગયો ગણાય તે એવી રીતે કે જે નમળા છે તે પોતાની જાતે પ્રાયશ્ચિત કરી નાખે છે, ત્યારે પ્રાયશ્ચિત નથી કરતા તેમની તરફ નાત આખ આડા કાન કરે છે પણ શરૂઆતના સુધારકોને ઘણુ સહન કરવુ પડયુ હતુ કરસનદાસ મુળજી મરણપર્યંત નાત બહાર રહ્યા હતા તેજ પ્રમાણે આ સમયે મનોરદાસ (કપોળ) માણેકલાલ (મોઢ) ને એ વાણીયા અને મુળજી ઠાકરસી તથા રામદાસ ભાણજી એ બે ભાટીયા વિલાયત જવા માટે નાત બહાર રહેલા. તેમણે કદી નાતિમા દાખલ થવાનો પ્રયત્ન પણ કર્યો ન હતો

અમદાવાદના બાળ લગ્ન નિષેધક મડળના મહીપતરામ સભ્ય થયા હતા, કારણ પરણાવવાની ઉમર વિષે તેના ધારા ઠીક હતા છતા પરણ્યા પછી પતિ પત્નીના કાચી વયે થતો સગ અટકાવવાનો કાઇ નિયમ તેમા કરાવ્યો નહતો, તેટલુ તેનુ કામ તેમને અધુરૂ લાગતુ હતું ૧૮૮૫ મા અમદાવાદમા "ધર્મ સભા" નામનુ મડળ હતુ

+ સ્મરણ મુકુર

તેનુ રૂપાતર ઈ ૧૮૭૧ મા 'પ્રાર્થના સમાજ' નામનુ એકેશ્વર વાદીઓનુ મડળ સ્થપાયુ તેમા મહીપતરામે ભોળાનાથ સારાભાઈ સાથે આગેવાનીભર્યો ભાગ લીધો હતો અમદાવાદની સુધારાની સર્વ પ્રવૃત્તિમા મહીપતરામ પૂર્ણ ઉત્સાહથી ભાગ લેતા રા દયારામ ગીદુમલે ઠીક કહ્યુ હતુ તેમ 'અમદાવાદમા એક પણ નાની કે મોટી સભા કે સુધારાની વ્યવસ્થા એવી નહી હોય કે જેમા એક અથવા બીજે રૂપે મહીપતરામ પ્રત્યક્ષ ન હોય અને ભાગ ભજવતા ન હોય' +

મહીપતરામે અનેક પુસ્તકો લખ્યા છે તેમા કરસનદાસ મુળજી ચરિત્ર સાસુ વહુની લડાઈ વનરાજ ચાવડો અને સિધરાજ જેસગ મુખ્ય છે આ સવ પુસ્તકોથી તેમણે સુધારાના કામમા પુષ્કળ મદદ કરી છે જો કે વનરાજ પોતાના સમયમા પ્રચલિત રિવાજે વનરાજ ચાવડામા દાખલ કરી તેમણે સુધારાની ઉતાવળમા ઐતિહાસિક દૃષ્ટિને વિસારી મુકી છે આ અવિરત ઉદ્યોગશીલ સ્વદેશપ્રેમી સુધારકવીર અનેક શિષ્યો તથા સબધીઓને રડતા મુકી ૧૮૯૧ ના મેની ૩ મી તારીખે ૭૧ વર્ષની વયે સ્વર્ગવાસી થયા

**પાર્વતીકુવર**

મહીપતરામના સુધારાના કામોમા તેમના પત્ની પાર્વતીકુવરે તેમને ઘણી મદદ આપી તેમાનુ કર્તુ ઉપર હેત થયા તેમના જમાનાના પ્રમાણમા પાર્વતીકુવરના વિચારો ઘણા આગળ વધેલા ગણી શકાય તેમજ ગુજરાતી ઉપરાત અગ્રેજી ભાષાનુ પણ થોડુ જ્ઞાન મેળવ્યુ હતુ પ્રાર્થના સમાજના કામમા તે ઉલટથી ભાગ લેતા હતા અને ૧૮૭૮ મા મોટીના પટવાદ વડોદરા રાજ્ય ગોવિંદરાવ વગેરે રેશમ તેમણે છુટથી ચાલ ધર્મના સિદ્ધાંત સમજાવ્યા હતા અમદાવાદમા સ્ત્રી મડળ અને સુધારણ તથા સ્ત્રી કેળવણીના કામમા તેમણે ઉત્સાહથી ભાગ લીધો હતો

+ નવલરામની નવજીવન પૃ. ૩૧ સમાપ્તિની અનુવૃત્તિ

# પ્રકરણ ૫ મું

## પસરતો જુવાળ

મહીપતરામ સુબાજીની બુદ્ધિવર્ધકસભાના ત્રીન કર્મવીર ગણાતા હતા પણ તેમનુ સુધારાનુ ઘણ ખરૂ કામ ગુજરાતના પાટનગર અમદાવાદમા થયુ હતુ મુબઈમા સુધારાની પ્રવૃત્તિ બુદ્ધિ વર્ધક સભાના યુવાન સભ્યોએ કરી હતી તે સભાની બરાબરી કરે એવી એ જાતની એકે સભા તે સમયે અમદાવાદમા ન હતી અમદાવાદમા સુધારાની પ્રવૃત્તિ મુખ્યત્વે ભોળાનાથ સારાભાઇ કવિ દલપતરામ ડાહ્યાભાઈ મહીપતરામ અને નવલરામના કાર્યોમા સમાયેલી હતી

દલપતરામનુ જીવન ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી[1]ની પ્રવૃત્તિ સાથે અને ભોળાનાથનુ પ્રાર્થના સમાજની પ્રવૃત્તિ સાથે સંકળાયેલુ છે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની મુખ્ય પ્રવૃત્તિ જ્ઞાન પ્રચાર કરી તે દ્વારા દેશીઓને તેમની સ્થિતિ સુધારવાનો બોધ આપવાની હતી તેથી દલપતરામની સુધારાની પ્રવૃત્તિ સુધારાના બોધ આપતા પુસ્તકો—ગદ્યમા અને પદ્યમા રચવામા સમાપ્ત થાય છે પ્રાર્થના સમાજના ઉદ્દેશ એકેશ્વરવાદનો ફેલાવો કરી ધાર્મિક ઐક્ય આણવાનો હતો તે કાર્ય પ્રાર્થના પુસ્તકો અને પત્રો દ્વારા થતુ આ સર્વ પ્રકારની પ્રવૃત્તિમા ભોળાનાથ સારાભાઇનો હાથ મુખ્ય

[1] "ગુજરાતી ભાષા સાહીત્યનો ઉત્કર્ષ કરવો, ઉપયોગી જ્ઞાનનો પ્રચાર કરવો અને સામાન્ય રીતે કેળવણીની વૃદ્ધી કરવી એ ફોર્બસ સાહેબનો ઉદ્દેશ હતો તે માટે પુસ્તક પ્રસિદ્ધિ ફંડ સોસાઇટીએ છોકરા છોકરીઓની શાળાઓ સ્થાપી, વર્તમાન પત્ર કાઢ્યુ અને પુસ્તકાલય ઉઘાડ્યુ હતુ હાલ પણ સોસાઈટી શિક્ષણ સંસ્થાઓ, પુસ્તકાલયો, તથા ઈનામોના ફંડોનો વહીવટ કરે છે

હતો. મહીપતરામ અને નવલરામ ગુજરાતી ટ્રેનીંગ કોલેજમાં શિક્ષક તૈયાર કરવાનું કામ કરતા હતા. મહીપતરામના ઘણા શિષ્યોમાં તેમનો સુધારાનો જુસ્સો એકાન્ત થયો હતો, પણ ઘણાખરાનો જુસ્સો બે ચાર વર્ષમાં ઉતરી જતો. છતાં મહીપતરામના નામને જેમ આપે એવા બે શિષ્યો થયા—ભોળાનાથ ઉમિયાશંકર અને હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા.

**દલપતરામ**

કવિ દલપતરામનો જન્મ સામવેદી બ્રાહ્મણ શ્રીમાળી જ્ઞાતિમાં 'એક આમલીના ઝાડ નીચે ઝાપરી કે જેના ઉપર બે શેરીઓના કુતરાની ટોળીઓ મળીને ચડતી હતી એવી નીચી છાપરીમાં ૧૮૨૦ની સાલમાં થયો હતો.'[૨] તેમણે સ્વામીનારાયણના સાધુ દેવાનંદ સ્વામી પાસે કાવ્યશાસ્ત્રનો અભ્યાસ કર્યો અને તેમની કવિતાથી રંજીત થઈ સ્વામીનારાયણના આચાર્ય અયોધ્યાપ્રસાદજીએ વર્ષાસન આપી તેમને અમદાવાદમાં સંસ્કૃત અભ્યાસ કરવાને રાખ્યા. ત્યાં તેમની કવિતાથી નામાંકિત ગૃહસ્થોમાં જાણીતા થયા.

૧૮૪૪માં અમદાવાદના આસિસ્ટંટ જડજ એલેક્ઝાન્ડર કિન્લાક ફાર્બસ સાહેબે ભોળાનાથ સારાભાઈની ભલામણથી દલપતરામને ખાનગી પંડિત તરીકે પોતાની પાસે રાખ્યા. ૧૮૫૫માં તે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં જોડાયા. ત્યાં તેમણે સોસાયટીને સારી સ્થિતિએ લાવવા માટે અથાગ મહેનત કરી અને તેના માટે સારૂં ભંડોળ એકઠું કર્યું. તેમનું મૃત્યુ ૧૮૯૮માં ૭૮ વર્ષની વયે થયું. સુરતમાં જેમ સુધારાના કવિ નર્મદાશંકર હતા તેમ અમદાવાદમાં કવિ દલપતરામ ગણાતા.

તેમણે સોસાયટી મારફત દેશમાં જ્ઞાન ફેલાવવાનો આખી જીંદગી પ્રયત્ન કર્યો હતો. તે ઉપરાંત તેમણે ભૂત નિબંધ, જ્ઞાતિ

---

૨. ગુજરાતી તા. ૨૨-૧૦-૩૨ પાનું ૧૪૫૫

બંધન, બાળવિવાહ, પુનર્વિવાહ પ્રબંધ વગેરે સંસાર સુધારાના નિબંધો લખ્યા હતા. ૧૮૪૯ માં લખાએલ ભૂતનિબંધ, 'કવિ દલપતરામની' સોસાઇટી માટેની પહેલી કૃતિ હતી, પણ વિષયના મહત્વને લીધે તથા કવિની લખાવટને લીધે તે ઘણો પ્રખ્યાત થયો હતો. તેનું અંગ્રેજી ભાષાંતર ફાર્બસ સાહેબે કરી છપાવ્યું હતું અને તે ઉપરથી દિલ્હીની એક મંડળીએ તેનું ઉર્દૂ ભાષાન્તર છપાવ્યું હતું. તે આખો વાંચતાં તે સમયનું લોકમાનસ સારી રીતે સમજાય છે. પ્રસ્તાવનામાં કવિએ લખ્યું છે, "અમારે ભૂત નજરે જોવાની ઇચ્છા ઘણી હતી. અને કોઇ કહે કે અહિંઆથી વીસ ગાઉ ઉપર ફલાણે ઠેકાણે ભૂત રહે છે, તો તે જોવા સારૂ તાંહાં જવું, એવો અમારો સ્વભાવ હતો. એ રીતે વર્ષ ૨૮ ની અમારી અવસ્થા થઇ, પણ એ ભૂત આદિકની વાત સાચી જોવામાં કાંઈ ઠેકાણે આવી નહીં .. કેટલાએક પ્રકારના મંત્ર સાધવા સારૂ કાળી ચઉદશની રાતે તથા ગ્રહણવેળાયે કોઇ જતીના પ્રસંગથી મેં પ્રથમ ઘણાએક ઉપાય કર્યા હતા. તેમાંથી કેટલીએક તો મોઢેથી કહેવા લાયક તથા લખવા લાયક નથી ..... એ મંત્ર આદિકમાં કંઇ મારાશ પણ દીઠું નહીં"

દલપતરામે 'વેન ચરિત્ર'માં વિધવા વિવાહનો વિષય ચર્ચો છે વળી "બુદ્ધિ પ્રકાશ ' મારફત અનેક વર્ષો સુધી તેમણે સુધારાનો બોધ ગુજરાતી પ્રજાને આપ્યો હતો. દેશમાં વ્યાપી રહેલ કુધારાનું દિગ્દર્શન તેમણે નીચેની ઝમકદાર લીટીઓમાં કરાવ્યું છે

ગામમાં કુધારો કેંક નામમાં કુધારો,
કેંક કામમાં કુધારો કોટી કષ્ટ કરનારો છે,
ન્હાવામાં કુધારો ખાતું ખાવામાં કુધારો,
ગીત ગાવામાં કુધારો છે તે કહો કોણ મારો છે?
પીવામાં કુધારો પાણી પીવામાં કુધારો દીસે,
દીવામાં કુધારો નકી જનતા જે નઠારો છે;

કહે દલપતરામ ફરી રહ્યો ઠામ ઠામ,
ક્યાથી ક્યાંથી કાઢીયે જ્યાં ધારૂં ત્યાં કુધારો છે.[૨]

અને કુધારાની નિંદા પણ તેમણે સખ્ત શબ્દોમાં કરી છે.

છોટા છોકરાં વરાવી કાવીશું કુલાવવાનું છે?
કુલાવવાનું ફોક એ તો કાંટા છે કલેશના;
પ્રવાસની ના પાડે તે દેશના શું હિતસ્વી છે?
હિતસ્વી ન હોય એ તો દુશ્મનો દેશના;
ધર્મનો ન મર્મ જાણે તે શું ધર્મગુરૂઓ છે?
ગુરૂઓ નહી દગામખોર છે હંમેશના;
વનિતાના વિદ્યાભ્યાસ વારે તે શું વિદ્વજ્જન?
વિદ્વજ્જન નહી મોટા વૃષભ મહેશના.[૩]

સુધારાનો બોધ કરતાં પુસ્તકોમા લોકોને રૂચે એટલા માટે જ્યાં બની શકયું ત્યાં દલપતરામે રમુજી શબ્દોનો ઉપયોગ કર્યો છે. વિધવા વિવાહની હિમાયત કરનાર પુસ્તક "વેન ચરિત્ર"મા દલકા વર્ણની વિધવાઓનું પુર્નલગ્ન બ્રાહ્મણોએ બંધ કરાવ્યું ત્યારે વસ્તીના લોકોમાં મચી રહેલ કોલાહલનું વર્ણન કરતાં કવિ લખે છે.—

મોચી કહે અમે કોપ્યા તો, ઉકશે એના આટા;
ખરે બપોરે જવુ પડે તો પગે બાધશે પાટારે,
વસ્તીના લોક વિપ્ર સાથે પાડયો વાંધો
કહે હજામ હવે બ્રાહ્મણના, હદીએ વાળ ન લેવા
ડાઢાં વધવાથી દેખાશે, બધાય બકરા જેવા.

તેજ પ્રમાણે ભોળાજનોને ભમાવનારા ઢોંગી જોશીઓની ઝાટકણી કાઢતાં "દૈવજ્ઞ દર્પણ"મા કવિએ લખ્યુ છે.

૩ ફાર્બસ વીલાસ.

તમે એકે જઇ નવ આપશો જઇ જોશીને,
દઇ દેજો પૈસા પાચ ડોસા ડોસીને;
કાઇ કાલા કુવામા ઠેલીયે જઇ જોષીને,
નિત નિત કરીએ નમસ્કાર ડોસા ડોસીને.

આ નિબંધના મુખ પૃષ્ટ ઉપર મુકેલો દ્વિઅર્થયુક્ત શ્લોક પણ કાવ્ય ચાતુર્યથી ભરેલો છે.

गणीका गणकः समान शीलौ
निज पञ्चाङ्ग निदर्शका वुभौ ।
अधमोत्तमयो प्रकाम तुष्ट्यै.
४(जन मानस मोह कारि णौ तौ)
विधिना वित्त हरौ विनिर्मितौ ॥

ગણિકા અને ગણક એટલે જ્યોતિષી બને સરખા લક્ષણવાળા છે બને પોતાના પંચાગ બતાવ છે ( ગણિકા પોતાના પાચ અગો બતાવે છે, જ્યારે જોતિષી પાતાનુ ટીપણુ બતાવ છે) સારા નરસા સૌને ખુશી કરનાના ધધાવાળા આમને ( માણસના મનને મોહ પમાડનાર તે લોકોને) વિધિએ પૈસા પડાવી લેવા મારેજ જાનુ ઉત્પન્ન કર્યા હોય નહી એમ લાગે છે

દલપત કાવ્ય ભાગ ૧ નાનુ ચોથુ પ્રકરણ ' સસ્થાન સુધારા વિષે " આખુજ સુધારાની વિવિધ પ્રવૃત્તિઓના વર્ણનથી રોકાએલુ છે. તેમા કવિએ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનો વિકાસ પદ્યમા વર્ણવ્યો છે. ભરૂચ સગ્રહસ્થાનનું વર્ણન કરતા કવિ વિદ્યારૂચિ અને ભરતભૂમિ વચ્ચેનો સવાદ લખે છે તે દલપતરામની કાવરી અને મર્માળી શૈલિનો સુંદર નમુનો છે વિદ્યારૂચિ ને સાહેબ લોકો ભરતખંડમાં લઇ આવ્યા ત્યારે ભરત ભુમિએ તેનો તિરસ્કાર કર્યો, અને કહ્યું—

૪ શ્લોક ત્રીજી લીટીને બદલે આ લીટી મુકે છે.

લેડિ ટળી લાડી થવા આવી તુ આ કાળ
તો તુજને તુચ્છકાર છે, પેઠી નહી પાતાળ

તેને વિદ્યા રૂચિએ જવાબ આપ્યો—

તુ તુચ્છકાર મને ન કરીશ તને અગણીત જને કરી એડી
ગણી મગી મુગબાણી થઇ વટલાણી વળી તુ મનાણી મરેડી
વર્ષ વિશેષ વીત્યા દુ ખદાયક, લાયક લેડિ હવે બની બેઠી
આપણી એબ સભાળ તુ આપગી પાપણી કેમ પાતાળ ન પેઠી

હિદુસ્તાનના રીતરિવાજો હમેશા ફરતાજ આવ્યા છે છતા કેટલાક ભદભદ્રો અપણા અર્ં રીતરિવાજોને અને આચાર વિચારોને સનાતન તરીકેજ ઓળખાવવાની જક પકડી રાખે છે તેવાઓને દલપતરામે કહેલી આ વાત વાર વાર યાદ દેવડાવવા લાયક છે

સુધારો શબ્દ દલપતરામ ઘણા વિશાળ અર્થમા સમજતા હતા તેમા સામાજિક અને રાજકીય વ્યવસ્થા સુધારવી એ ઉપરાન્ત હુન્નર ઉદ્યોગનો વધારો કરવો રેલ્વે છાપખાના વગેરે યત્રો દાખલ કરવા તેનો પણ સમાવેશ થતો હતો સુધારો એટલે સસ્કૃતિ (Civlisation) સુધારો એટલે ઉત્ક્રાન્તિ (evolution) એવો વિશાળ અર્થ દલપતરામના મનમા હતો સ્વદેશાભિમાન ધરો ચીનને વિનાયતી હુન્નર લાવો આગગાડી જેવા યત્રો દાખલ કરો સપ સજો કેફ તજો સ્રી કેળવણીનો ફેલાવો કરો બાળલગ્ન તજો જતી રિદ્ધિને દૂર રસ્તેથી રોકો વ્હેમ છાડો ચીન વિલાયત જાવ મડળીઓ જમાવો ખોટા ચાલ બધ કરો એવો વિશાળ ઉદ્દેશ દલપતરામે સુધારો કરના વિશે પ ની કવિતામા આપ્યો છે તે કવિતાને છેડે દલપતરામ કહે છે—

ઘાસ માહિથી ધઉ થયા પશુથી મનુષ્ય સમાજ
એમ સુધરતુ આવીયુ છે નમુના હજી આજ

પ દલપત કાવ્ય ભાગ ૨ જો

આ લીટીઓમા ડાર્વિનના ઉત્ક્રાન્તિવાદનુ સ્પષ્ટ દર્શન થાય છે

આવો વ્યાપક સુધારો ધીમે ધીમેજ દાખલ થઈ શકે એમ દલપતરામ માનતા હતા નર્મદાશકરના "યા હોમ કરીને પડો" એ અભિપ્રાયથી આ તદ્દન ઉલટો જ અભિપ્રાય દલપતરામે અનેક સ્થળે દર્શાવ્યો છે 'સ્વદેશ વાત્સલ્ય તથા કળા કૌશલ્ય"ના પ્રક ણમા શરૂઆતમાજ કવિ કહે છે, "ધીમે કામ કરો" આ પ્રકરણનુ એક કાવ્ય જેનુ નામજ "ધીમે ધીમે કામ કરવા વિશે" છે તેમા કવિએ લખ્યુ છે—

ઝટ ફેરવી શકાય નહી, સદા ચાલતો રાહ,
ઢાળે ફેરવતા ફરે, પાણી તણો પ્રવાહ

વેન ચરિત્રમા 'ધીરે ધીરે સુધારાને સાર સજન સમજનાર જો રે" એ કાવ્યમા અનેક દૃષ્ટાતો આપી કવીશ્વરે પોતાનો પ્રિય સિદ્ધાન્ત સમજાવ્યો છે

"અગ્રેજી રાજ્ય પ્રકરણ"મા દલપતરામના રાજકીય સુધારા વિષેના વિચારો દેખાય છે અગ્રેજી કાયદાની જાળ વર્ણવતા કવિએ લખ્યુ છે,

કાયદાની કલમો ને આકટ અનેક થયા
નિર્ણય તેથી સમજી શકાય ન્યાયનો,
જેમ સ્માર્ત ધર્મ તણી સ્મૃતિયો અનેક થઈ,
નિર્ણય ન સમજાય સ્માર્ત સંપ્રદાયનો,
કાયદામા શબ્દ પણ એવા તો કઠણ છે કે,
મોટા મોટા વકીલો ન જાણી શકે માયનો,
વેદના વચન વિષે ઉપજે અનેક અર્થ,
એવો કાયદો છે આજ અગ્રેજ રાજ્યનો

શ્રાર્બસવિલાસમા પણ એક જગાએ દલપતરામના રાજકીય

વીશ વર્ષમાં બની જશે એમ કહે છે. પણ તેમને એક ધાસ્તી રહે છે, કે લોકો ઘણા નાસ્તિક થઈ જશે. છતાં ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખી, કવિ લોકોને ઉદ્યોગ કરવાની ભલામણ કરે છે. ઇશ્વર કૃપાથી દેશની સ્થિતિ અદ્ભુત રીતે સુધરી જશે એમ કવિ કહે છે ત્યાં અણધારી રીતે હાસ્ય સ્ફુરે છે. " અગ્નિદેવ, વાયુદેવ, અને વરુણ દેવ, એવા તો વિલાયતના લોકોના તાબેદાર થઇને રહ્યા, કે તેઓની ગાડી પણ તે દેવોએ ખેંચવા માંડી. વીજળી દેવી તેઓના કાશદાં કરવા લાગી એજ રીતે સઘળા લોકો જો વધારે ઉદ્યોગી થાય, તો હાલ જેમ તેલના કુવા મળ્યા છે, તેમ દુધના, દહીના, અને ઘીના કુવા મળે, અને જલેબી લાડુઓનો વરસાદ થાય. મતલબ કે હાલ આપણે જે વાત અસંભવિત કહીએ તેવી વાતો બને માટે હમારા દેની મિત્રો પરમેશ્વરની સંપૂર્ણ કૃપાને ચહાતા હો; તો ખૂબ ઉદ્યોગી બનો, અને તમારી સ્થિતિ તથા તમારા દેશિયોની સ્થિતિ સુધારવાની મહેનત કરો "

**ભોળાનાથ સારાભાઈ.**—( ૧૮૨૩–૮૬ ) નવા જમાનાના પ્રથમ ભક્ત કવિ, પ્રાર્થના સમાજના સંસ્થાપક, આસ્તિક સુધારક ભોળાનાથનો જન્મ વડોદરામાં સુપ્રસિદ્ધ દીવેટિયા કુટુંબમાં થયો હતો તેમના પિતા તે વખતે વડોદરા રેસીડેન્સીમાં સ્કતરદાર હતા. ભોળાનાથે સંસ્કૃત, અંગ્રેજી અને ફારસી ભાષાનું સારૂં જ્ઞાન મેળવી મુનસફની પરીક્ષા પાસ કરી ન્યાય ખાતામાં નોકરી લીધી. અમદાવાદ, ખેડા, સુરત વગેરે સ્થળે નોકરી કરી ૬૩ વર્ષની વયે અમદાવાદમાં તેમણે સ્વર્ગવાસ કર્યો.

તેમનું ચારિત્ર્ય તેમના કનિષ્ટ પુત્ર કૃષ્ણરાવે એક વાક્યમાં સચોટ રીતે દર્શાવ્યું છે " બાળપણમાં જ્ઞાન સંપત્તિએ ભોળાનાથમાં વ્હતત અર્પ્યું હતું; વૃદ્ધાવસ્થામાં સુશીલપણાએ શિશુત્વ સમર્પ્યું હતું. "[૧] આ બાળકના જેવા વિશુદ્ધ અને કોમળ સ્વભાવને લીધેજ

૧ ભોળાનાથ સારાભાઈનું જીવન ચરિત્ર.

સમાજના હાનિકારક અને દુષ્ટ રિવાજો તરફ તેમને તિરસ્કાર ઉપજ્યો હતો, અને એવી અધમ સ્થિતિમાંથી તેને ઉગારી લેવાની તેમના મનમા તીવ્ર લાગણી ઉત્પન્ન થઇ હતી. પણ તેમનો સ્વભાવ શાન્ત અને ધાર્મિક હોવાથી તેમણે ધર્મ સુધારણાનું કામજ મુખ્યત્વે કર્યું. તેમણે સુધારાના બીજા પણ અનેક કાર્યો કર્યા હતા. મહીપતરામ ઇંગ્લાંડ જઇ આવ્યાથી નાતબહાર ગયા, તેમની સાથે બેસી તેમણે ભોજન કર્યું હતુ; અને તેથી લગભગ સાત વર્ષ સુધી તે નાત બહાર રહ્યા હતા બાળલગ્નના તે સખ્ત વિરોધી હતા, તેથી પોતાના પુત્ર અને પુત્રીઓના લગ્નની વયમા તેમણે ધીમે ધીમે વધારો કર્યો હતો અમદાવાદની "બાળલગ્ન નિષેધક મડળી" ના તે સભાસદ હતા અને સભાસદે લેવાની પ્રતિજ્ઞા–પુત્રને સોળ વર્ષની પહેલા પરણાવવો નહી અથવા તો તેની વધૂ વચ્ચે ઓછામા ઓછુ પાચ વર્ષનુ અંતર રાખવુ [૭] તેમણે જીવન–પર્યંત પાળી હતી. વિધવાની ઇચ્છા હોય તો તેને પુનર્લગ્ન કરવાની છૂટ હોવી જોઇએ એમ એ માનતા "વિધવા વિવાહોત્તેજક મડળી" ના તે આગેવાન સભાસદ હતા અને તે મડળીના આશ્રય નીચે જે જે વિધવાઓના લગ્ન થતા તેમના લગ્નવિધિ સમયે તે સહાનુભૂતિ દર્શાવવા હાજર રહેતા વિધવાઓ પ્રત્યેની તેમની લાગણી નીચેના અભંગ પરથી સ્પષ્ટ દેખાય છે

વિધવા સ્ત્રીઓને પીડે છે અપાર કરે છે ધિક્કાર તેનો લોક.
નહિ તેને આપે પુરૂ અન્નપાન, પશુની સમાન ગણે તેને.
તરૂણ સ્ત્રીઓના કપાવે છે કેશ બદલાવે વેશ બલાત્કારે.
કેશવ વપનના વિરૂદ્ધ વચન, કીધા છે કથન સ્મૃતિ શાસ્ત્રે.
તથાપી છે લોકો રૂઢીને આધીન, દુ:ખ દે છે અબલાને
ઇશ્વરે આપેલુ સુંદર સ્વરૂપ, બગાડી કુરૂપ કરે તેનું.

૭ ભોળાનાથ સારાભાઇનુ જીવન ચરિત્ર પા. ૭૭

અમારાં મિત્ર તના જોઇને વર્ણન કરે છે રુદન આક્રોશથી
મેહલી એ વળા ન થાય રુદન, પ્રભુ જાય ત્ન મન તેનુ "

ગુજરાતના બીજા સુધારકો જતા ભોળાનાથ સારાભાઈનુ સુધારક તરીકેનુ જીવન વધારે જાણવા લાયક છે, કારણ બહોળુ કુટુબ હોવાથી તેમને સુધારેના વિચારો અમલમા મુકવાના અનેક પ્રસગો આવતા અને ત દરેક સમયે તેમણે તે વિચારોને અમલમા મુકવાનો ખનતા મત પ્રયત્ન કર્યો છે લગ્ન પ્રસગે નાચ નચાવવાના વરઘોડા ચડાવવાના અને નાત કરાવવાના ચાલો તેમણે પોતાને સાથી કાઢી નાખ્યા હતા આનુ જ્ઞાતિ વ્યવસ્થાના તે વિરોધી હતા કેળવણીના અને ખાસ કરીને સ્ત્રી કેળવણીના તે હિમાયતી હતા

ભાળાનાથનુ મોગામા મોટુ કાર્ય 'પ્રાર્થના સમાજ' ની સ્થાપના છે તેમના મિત્ર ગ ા ા ક્લો

**પ્રાર્થના સમાજ** નાન ભાળાનાથની મ દથી તેમણ ધર્મસભા નામની મડળી ૧૮૫૮-૫૯ મા અમદાવાદમા સ્થાપન કરી હતી આ સભાનુ કામ ૧૮૭૦ સુધી ચાલ્યુ એ વાળા ભાળાનાથને મહીપતરામનો વધારે સહવાસ થયો અને તેનો લાગ્યુ કે દેશની ધર્મ સ બધી દશા સુધારવાનો પ્રયત્ન કરવો જરૂર છે તથી ૧૮ ૧ ના ડીસેમ્બરની ૧૭ મી તારીખ તમણ અમદાવાદ 'પ્રાર્થનાસમાજ' ની સ્થાપના કરી આ સમાજના મત અને હેતુ બ્રાહ્મસમાજના જેવાજ રાખ્યા હતા પ ૂ ત ા જેટલ દરજ્જે વ્યવહારમા સુધારો દાખલ કરવાને માટે ખાસ કરીને જ્ઞાતિ બન્ધન તોડવાને તે સમયે કામ કરનારાઓમાના ઘણાખરા તૈયાર ન હતા તથી તેનુ નામ બ્રહ્મસમાજ ન રાખ્યુ પ્રાર્થના સમાજના ધર્મ સિદ્ધાન્તો ઇશ્વર પ્રાર્થના ાળામા આ પ્રમાણે દર્શાવ્યા છે –

"૧ ઇશ્વર એક છે તે સૃષ્ટિના ઉત્પન્ન કરનાર, સ્થિતિમા રાખ‌ુ

૮ ભોળાનાથ સારાભાઈનુ જીવન ચરિત્ર પા. ૮૧

મહીપતરામને માથે આવી તેમણે "જ્ઞાનસુધા" નામનું સાપ્તાહિક પત્ર શરૂ કર્યું "જ્ઞાનસુધા" આગળ જતાં દર પખવાડીએ અને પછીથી દર મહીને માસિક પત્ર તરીકે ચાલતુ હતુ.

૧૮૭૭ મા મહીપતરામની અને લાલશંકરની મદદથી ભોળાનાથે પ્રાર્થના સમાજના સભ્યો પાસે નીચેની પ્રતિજ્ઞા લેવડાવી—

(૧) *નિત્યોપાસનામા ઈશ્વરની પ્રતિમા અથવા સૃષ્ટ વસ્તુની આરાધના કરીશ નહી

(૨) રોગ અથવા વિપત્તિના કારણ વિના પ્રતિદિન શ્રદ્ધાથી ઈશ્વરની પ્રાર્થના કરીશ

(૩) સદાચારે ચાલવાનો તથા પાપથી મુક્ત થવાનો યત્ન કરીશ

(૪) કોઈની મધ્યસ્થી વિના કેવળ ઈશ્વરનીજ શુદ્ધ ભક્તિથી મારો મોક્ષ થશે એમ હુ માનીશ

(૫) પ્રતિવર્ષે સમાજમા કાંઈ યથાશક્તિ દ્રવ્યની સહાયતા આપીશ.

પ્રાર્થના સમાજના ઉપયોગ માટે ભોળાનાથે "ઈશ્વર પ્રાર્થના માળા" રચી ધર્મ સુધારણાના અંગે કરેલા આ કાર્યે તેમને ગુજરાતી સાહિત્યમા પણ ચિરસ્થાયી સ્થાન અપાવ્યુ છે

**લશ્કરી**

પ્રાર્થના સમાજના કામમા બીજા પણ કેટલાક ગૃહસ્થોએ ભોળાનાથને મદદ કરી હતી સમાજનુ મકાન બાંધવાના કામમા કડવા કણબી જ્ઞાતિના શેઠ બેચરદાસ અંબાઈદાસ લશ્કરીએ સારી આર્થિક મદદ કરી હતી તેમના બાપ દાદાઓ પેશ્વાઈ અમલેજ અને ગાયકવાડી લશ્કરના અમલદારોને નાણા ધીરવાનુ કામ કરતા હતા તેથી તેમને લશ્કરીનું નામ મળ્યુ હતું બેચરદાસે શરૂઆતમા ૧૮૩૫ થી ૧૮૪૫ સુધી લશ્કરમા અંગ્રેજી કારકુનનુ કામ કર્યુ હતુ, પણ પાછળથી તેમના પિતાનુ શરાફીનુ કામ તેમણે ઉપાડી લીધુ પંજાબના શિખ વિગ્રહના વખતમા અને ૧૮૫૭ ના સિપાઈ વિગ્રહના સમયે

* ભોળાનાથ સારાભાઈનુ જીવન ચરિત્ર.

તેમણે કોન્ટ્રાકટર તરીકે કામ કરીને કંપની સરકારને ઘણી મદદ કરી હતી તે મુંબઈમાં યુરોપિયન પેઢીઓને નાણાં ધીરાવનાર દલાલ તરીકે કામ કરતા હતા. વળી ધોલેરા, વઢવાણ, નસીરાબાદ વગેરે ઠેકાણે શાખાઓ સ્થાપી તે પરદેશ અનાજ તથા રૂ મોકલવાનુ અને ધાતુ તથા કાપડ આયાત કરવાનું કામ પણ કરતા હતા અમદાવાદમાં તેમણે "બેચરદાસ સ્પીનીંગ એન્ડ વીવીંગ મીલ" નામની મીલની સ્થાપના કરી હતી

તેમણે ધર્મશાળા, દવાખાના વગેરે કામો માટે લગભગ દોઢ લાખ રૂપિયાની સખાવત કરી હતી. અમદાવાદની મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનીગ કૉલેજનુ અસ્તિત્વ તેમનીજ મદદને આભારી છે તેમની નિમણુ- ૧૮૭૪ મા મુંબઇની ધારાસભામા સરકાર તરફથી કરવામા આવી હતી. તેજ પ્રમાણે તેમને મુંબઈ યુનિવર્સીટીના ફેલો પણ નીમવામા આવ્યા હતા. સરકાર તરફથી તેમને જુદે જુદે વખતે રાવબહાદુર અને સી એમ. આઇના ખિતાબ તથા સોનાનો અને રૂપાનો ચાદ મળ્યા હતા. તે મળવાનુ ખાસ કારણ એ હતુ કે તેમણે કણબી કોમમા પ્રચલિત બાળહત્યાનો રિવાજ બધ કરવામા મુબઇ સરકારને ઘણી મદદ કરી હતી

સત્યેન્દ્રનાથ ટાગોર

ઇન્ડિયન સીવીલ સર્વિસની પરીક્ષા પસાર કરનાર પહેલા હિન્દી, મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરના દ્વિતીય પુત્ર અને કવિવર રવિન્દ્રનાથ ટાગોરના મોટા ભાઇ શ્રી. સત્યેન્દ્રનાથ ટાગોર આ સમયે અમદાવાદ-મા ડીસ્ટ્રીકટ જજના હોદ્દાપર હતા. તેમણે પણ પ્રાર્થના સમાજના વ્યાખ્યાનો આપી તેનો ઉત્કર્ષ કરવામા મદદ કરી હતી. કોટ પાટલુન પહેરી, ઉઘાડે માથે ઊભા રહી વેદના મંત્રોના શુદ્ધ ઉચ્ચાર કરી ઉપદેશ આપનાર આ બંગાળી વિદ્વાન અમદાવાદના ભાષણોમા શ્રોતાઓનો

શકયો તેટલો અભ્યાસ ૧૭ વર્ષની વય સુધીમા કરી અઢારની વયે તેજ નિશાળમા તે શિક્ષક થયા ૧૮૬૨ મા મહારાજ લયબલ કેસ વિષે ૨૫૦ પાના ભરી કવિતા લખી તે પરથી તેમનો સુધારા વિષેનો જુસ્સો દેખાય છે હાઇસ્કુલમાથી તે સુરત ટ્રેનીગ સ્કુલમા ગયા અને ત્યાથી ૧૮૭૦ મા તેમની બદલી અમદાવાદ ટ્રેનીગ કોલેજમા વાઇસ પ્રિન્સીપાલની જગાપર થઇ તે સમયે મહીપરામ એ કોલેજના પ્રિન્સીપાલ હતા અમદાવા મા આવી નવલરામે ગુજરાત શ ળા પત્ર"નુ ત ત્રીપણુ અને "બાળ વિવાહ નિષેધક સભા"નુ મ ત્રીપણુ સ્વીકાર્યુ આ રીતે તેમણે જાહેર જીવનની શરૂઆત કરી આ બને કામ તેમણે ૧૮૭૬ મા અમદાવાદ છોડયુ ત્યા સુધી પૂર્ણ ખ તથી કર્યા 'બાળ વિવાહ નિષેધક સભા નુ ગ ત્રીપણુ કરવા ઉપરાત નવલરામે બીજી રીતે પણ સુધારાના કામમા મદદ કરી છે તે લેખનથી બાળલગ્નનિષેધની તરફેણમા લોકજાગૃતી કેળવવા માટે તેમણે બાળલગ્ન બત્રીસી નામનુ નાનકડુ કવિતાનુ પુસ્તક પ્રગટ કર્યુ કવિ શ્રી નરસિહરાવ લખે છે તેમ એ પુસ્તકમા બાળ લગ્નનો નિષેધ ઇચ્છતા સુધારકનુ હૃદયબળ સમર્થ કવિના કવિત્વ જોડે સયોગ પામ્યુ છે સુધારાનુ બળ સાહિત્યમા પુરાયુ છે ને સાહિત્યનુ બળ સુધારામા પુરાયુ છે'[૧૦] બાળ વિવાહ નિષેધક સભા તરફથી પ્રગટ થતી 'બાળલગ્ન નિષેધક પત્રિકા'મા પણ તેમણે ગદ્ય લેખો લખી સુધારાની સેવા કરી છે વળી 'બાળ ગરબાવળી' માની બેપરવા સારૂ જોડેલી ચાર પાનાની બાળલગ્નની ગરબાના બાળલગ્નનો ઉપહાસ ક વા મારેજ ગ્યાઇ છે

> હાથી ઘોડા નો છે ઘણા હાર રોમ્તા પાડા
> કાળા ઢગાને થયા, ખડ ખાઇ જડ જાડા
> આખ ફાડી છાતી નિસરી કરતા ખુબ ખુ ખાર
> દીઠે ઉછળતા ઘોડાના, શહાજન થઈ સાર

---

૧૦ મનોમુકુર

ટદુઓ ટગુમગુ ચાલતાં, પુંઠે ગરીબ ગધેડા;
હાજી હાજી કહી હીડનાં, ડીફાં વિના અતેડા,
વાંદરીઓ નથી વીસર્યો, દશ વીશ આ કુદે.
સાથે સામટાં ગામને, માતે સુરને ધુંદે."

× × ×

વનરાજા બે મામનું, બાળ બેં બેં કરતું;
ઝડપાયું ઝટ ઝોળીમા, મન માડીનું ઠરતુ.

× × ×

ચારપગાંની જાન આ જોડી બે પગા મારુ,
સમજે તો માર નવલ બહુ નહિ તો હમવુ વારુ.

આ વગેરે લીટીઓ તેના નર્મહાસ્ય અને કટાક્ષ માટે ગુજરાતી સાહિત્યમા અમર રહેશે

કવિ નર્મદાશંકરના વિચારો ફર્યા અને તેમણે સુધારા વિરુદ્ધ લેખો લખવા માડયા ત્યારે નવલરામે સુધારા પક્ષ તરફથી પ્રત્યુત્તર વાળવા માટે "સુધારાનું ઇતિહાસરૂપ વિવેચન" નામનો ગભીર લેખ શરૂ કર્યો જો કે તે અપૂર્ણ છે તોપણ નર્મદાશંકરના "સુધારો પડી ભાગ્યો' 'સુધારો ટૂં ટૂં કરે છે" વગેરે વિચારોનો તેમા સપૂર્ણ જવાબ મળી જાય છે.[11] મલબારીના 'બાળલગ્ન અને બળાત્કારનુ વૈધવ્ય" એ ચોપાનીઆ પરનો તેમનો અભિપ્રાય

---

૧૧ "જો ઇંગ્રેજી કેળવણી એ સુધારાની જીવન શક્તિ છે એમ સ્વીકાર્યું છે, તો પછી કવિનો સઘળો વાદ આપોઆપ તુટી પડે છે, કેમકે ઇંગ્રેજી કેળવણી તો પ્રત્યક્ષ જીવતી, ને હરતી ફરતી, પૂર જોરમા છે. સુધારાની જીવન શક્તિ હયાત છે તો તે મરી ગયો એમ કહેવુ એ દેખતી આખમા ધૂળ નાખવા જેવું થાય છે જીવન શક્તિ નિર્ભય જોરમા છે, તો સુધારો પણ નિર્ભય જોરમાજ છે. કદાપિ બે દહાડા દૈવયોગે થોડો કાઇ મંદવાડમા સપડાયો હશે તો પણ ફિકર નહિ. તે મંદવાડ આરૂણીએ જનો રહેશે અને સુધારો પાછો ઘોડા જેવો દોડતો થશે."

નવલરામની પછી બાળવિવાહ નિષેધક સભા 'નુ મંત્રીપણુ કરનાર મૂળ કરાનાના પણ પછીથી અમદા

કેશવલાલ વકીલ
१८५३—१९०७

વાદમા આવી રહેના ખડાનતા વણિક કેશવનાન મોતીનાન વકીલે બુદ્ધિ અને રૂઢિની કથા' નામની નાનડી ચોપડી લખી હતી. તે એક રૂપક ગ્રથી છે અને તેમા બુદ્ધિપૂર્વ વિચાર કરીને ચાલવાને બદલે માત્ર જૂની મૂર્ખ રૂઢિઓ અનુસાર ચાલવાથી ગુજરાતીઓની કેવી દુર્દશા થઈ છે ત દર્શાવ્યુ છે

સસાર સુધારાના ભાવનાવાળી આ ચોપડી કદમા નાની છતા ગુણમા મોટી છે ૧૮૮૩મા પ્રથમ પ્રગટ થઈ ત્યારે આપણા વિવેચક શિરોમણી નવનરામભાઈએ તના ખુબ વખાણ કર્યા હતા માત્ર બત્રીસ પાનાની છતા આજકાલના ઘણાખરા પુસ્તકો છપાય છ તેના ૩૨૦ પૃષ્ઠ કરતા પણ એ વધારે કીમતી છે' એવો અભિપ્રાય આ સમર્થ ટીકાકારે દર્શાવ્યો હતો

કેશવનાન જન્મથી જ સુધારક હતા ઉપર દર્શાવેલ પુસ્તક સિવાય બીજા પણ કેટલાક સુધારાના પુસ્તકો તેમણે લખ્યા છે ૧૮૮૩ મા ગુજરાત વનાકયુલર સોસાઇટી માટે ભોજન વ્યવહાર ત્યા કન્યા વ્યવહાર અથવા રોટી ત્યા બેટી' નામે એક મોટુ નિબંધનુ પુસ્તક તેમણે લખ્યુ હતુ તેમા જેમના સાથે ભોજનનો વહેવાર હોય તમની સાથે કન્યા લેવા દવાનો વહેવાર પણ રાખી શકાય તે સશાસ્ત્ર છે એટલુજ નહિ પણ પ્રાચીન કાળમા આ રિવાજ રૂઢ હતો એવુ પ્રમાણો આપી સિદ્ધ કરવાનો તેમણે ઠીક પ્રયત્ન કર્યો છે આ સિવાય કજોડા દુ ખ દર્શક નાટક' નામનુ નટકનુ પુસ્તક તમણે લખ્યુ છે 'બાળવિવાહ નિષેધક સભા" તરફથી નીકળતી બાળ લગ્ન નિષેધક પત્રિકા"ના તત્રી તરીકે પણ તેમણે કામ કર્યું હતુ

"બાળ લગ્ન નિષેધક મંડળ"ની સ્થાપના ૧૮૭૧ માં કરવામા આવી હતી. પોતાના છોકરાને સોળ વર્ષ પહેલાં નહિ પરણાવવાની અને વરકન્યા વચ્ચે ઓછામા ઓછો પાંચ વર્ષનો તફાવત રાખવા એવી (તે સમયે આકરી લાગતી) પ્રતિજ્ઞાઓ લેનારજ આ મંડળના સભ્યો થઇ શકતા સ્વ. નવલરામે કહ્યું હતુ તે પ્રમાણે આ મંડળ બોલનારનું નહિ પણ કરનારનુ હતુ. છતા તેમા લગભગ ત્રણસો સભ્યો થયા હતા તે બિના નોધવા લાયક ગણી શકાય. આ મંડળને પછીથી "ગુજરાત હિંદુ સંસાર સુધારા સમાજ"ના રૂપમા ફેરવી નાખવામા આવ્યુ હતું તેના ત્રૈમાસિક વૃત્તાન્ત પરથી માલુમ પડે છે કે બાળલગ્ન અટકાવવા, મરણ પરણના ઉડાઉ ખર્ચો બંધ કરવા, સ્ત્રી કેળવણીની વૃદ્ધિ કરવી, અને એકંદરે હિંદુ સંસારમા પેસી ગયેલ નઠારા રિવાજો દૂર કરવા એ આ મંડળનો ઉદ્દેશ હતો મંડળનુ કાર્ય આગળ વધારવા માટે પત્રિકા ઉપરાન્ત ગુજરાતમાં ગામો ગામ પ્રચારકો મોકલી ભાષણો કરાવવા એવી યોજના મંડળે રાખી હતી. તે પ્રમાણે સ્વ કેશવલાલે તા ૨૬ મે ૧૮૮૮ ના રોજ શ્રીયુત ગોવર્ધનરામના પ્રમુખપણા નીચે બાળ લગ્ન નિષેધ વિષે નડીયાદમા ભાષણ આપ્યું હતુ એવુ ત્રૈમાસિક ઉપરથી માલુમ પડે છે. મંડળના એક ઉત્સાહી મંત્રી પ્રતાપ નાટકના લેખક કવિ ગણપતરામ રાજારામે ઉમરેઠ, ગોધરા, કાસરા વગેરે સ્થળોએ જઇ ભાષણો કરેલા તેનો વૃત્તાન્ત ત્રૈમાસિકમા છપાયો છે.

સ્વ. કેશવલાલે માત્ર વાણીથી ને કલમથીજ નહિ પણ ક્રિયા દ્વારાયે સુધારાના કામને અનેક પ્રસંગે ટેકો આપ્યો હતો પોતાના ન્હાનાભાઇ જેઠાલાલને સને ૧૮૯૩ મા બેરિસ્ટરની પરીક્ષા આપવા માટે તેમણે ઇંગ્લાંડ મોકલ્યા હતા, અને આ રીતે ખડાયતા વાણીયાની નાતમા પરદેશ ગમનનો પ્રતિબંધ તોડવાની પ્હેલ કરી હતી. તેમની આ હિમ્મતભરેલી શરૂઆત પછી ગુજરાતની સર્વ વણિક

તેણે જાદુના ખેલ કરવાનો ધંધો શરૂ કર્યો અને તેમાં તેને ઠીક ઠીક પૈસો અને આગરૂ મળ્યા હતા જાદુના ખેલ કરી રહ્યા પછી તે પ્રેક્ષકોને તે ખેલોનું રહસ્ય સમજાવતા અને બતાવતો કે તેમાં હાથ ચાલાકી સિવાય બીજું કંઈજ નથી, તેથી સુધારાવાળાઓ અને કેળવાયેલા ગૃહસ્થો તેને સારી મદદ કરતા

શરૂઆતમાં શીળી કાઢવા સંબંધી લોકોમાં પુષ્કળ વહેમ હતો શીળી દાક્તરનું નામ સાંભળી બાળકો તો હજુએ ડરે છે પણ તે સમયે તો તેમનાં માબાપો પણ એમ ડરતા કે દાક્તરના આવતા પહેલાં ગામના ગામ ખાલી થઇ જતા આવા લોકોના વિચારો દલપતરામે 'રાજ વિદ્યાભ્યાસ' માં દર્શાવ્યા છે

બળીઆ કાઢે નીસરે ફરી, માતા ઠારે કોપજ કરી
જેને ફરી બળીઆ નિસરે, તેને દાક્તર એવું કરે
ખૂબ ખાટના માથે ઘસે જ્યાં સુધી જીવથી જશે

લોકોના મગજમાંથી આવા ખોટા ખ્યાલો કાઢી નાખવા માટે "ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી' એ મગનલાલ વખતચંદ પાસે 'શીળી વિષે નિબંધ' લખાવ્યો હતો હોળીનો બીભત્સ રમતો હવે તો ભૂતકાળની વાતો જેવી બની ગઈ છે પણ પહેલાંના વખતમાં એવા કાદવ મેલા અને રંગથી સ્ત્રી પુરૂષો એક-બીજાને ધીંગામસ્તી કરી ખરડી મૂકતા છોકરાઓ છાણાં અને લાકડાની ચોરીઓ કરવા માટે મહીનાઓ અગાઉથી ગાળના વખતે નાકળી પડતા, અને અપશબ્દો તો મોટા નાના મૌજ ઉત્સાહપૂર્વક બોલતા આ જંગલી રિવાજમાં સુધારો કરવાની વ્નામણું મગનલાલ વખતચંદે "હોળી વિષે નિબંધ" માં કરી છે

**વર્તમાન પત્રો**

અમદાવાદમાંથી તે સમયે નીકળતા વર્તમાન પત્રોમાં 'અમદાવાદ વર્તમાન પત્ર" અને 'શમશેર બહાદુર' એ બે ધ્યાનમાં લેવા જેવાં છે બન્ને પત્રો સુધારાના હિમાયતી હતા, 'અમદાવાદ વર્તમાન પત્ર' સન ૧૮૪૯ ના એપ્રિલ માસની ૪ થી તારીખથી ગુજરાત

હરકોર શેઠાણી ' તે શેઠ હઠીસીંગ કેસરીસીંગના વિધવાએ આ શાળાને પોતાને હસ્તક લીધી જે અદ્યાપિ કાળુપુર ટંકશાળમા એક કમિટીની દેખરેખ નીચે ચાલે છે. સ ૧૮૫૦ મા રા. બ શેઠ મગનભાઈ કરમચદે ૨૦ હજાર રૂપિયા બક્ષીસ કરી છોકરીઓ માટે બે નીશાળો સ્થાપી તેમા શરૂઆતથીજ પ્રજા ઉત્સાહ લેવા લાગી હતી તે તેના પ્હેલા પાચ વર્ષનો પ્રગતિના નીચેના આકડા બતાવે છે—

| નિશાળનો નબર | સને ૧૮૫૧ | ૧૮૫૨ | ૧૮૫૩ | ૧૮૫૪ | ૧૮૫૫ |
|---|---|---|---|---|---|
| નબર ૧ લો | ૨૩ | ૩૬ | ૮૮ | ૯૫ | ૧૧૫ |
| નબર ૨ જો | ૧૩ | ૩૦ | ૩૭ | ૩૫ | ૩૫ |

આમાથી પ્હેલા નબરની નિશાળ હજુ પણ રાયપુર જીલ્લામા ચાલે છે ૧૮૭૫ મા મહાલક્ષ્મી ટ્રેનીંગ કોલેજને લગતી પ્રેક્ટીસીંગ સ્કુલની કન્યાશાળા ઉઘાડવામા આવી હતી આ સમય પછી કન્યાશાળાઓની સખ્યા વધતી ચાલી મીશનરીઓ તરફથી આ સમયે ૭ કન્યાશાળાઓ સ્થાપવામા આવી હતી જેમા એક મુસલમાન છોકરીઓ માટેની ઉર્દૂ કન્યાશાળા પણ હતી ૧૮૬૨ મા રા બ રણછોડલાલ છોટાલાલે ખાડીયામા કન્યાશાળા સ્થાપી હતી જે હજુ પણ ચાલે છે આ ઉપરાન્ત કેટલીક ખાનગી કન્યાશાળાઓ પણ સ્થપાઈ હતી ૧૮૭૭ મા અન્જુમન ઇસ્લામે મુસલમાન કન્યાઓ માટે નિશાળ ઉઘાડી હતી અને ૧૮૯૫ મા જૈન કન્યાઓ માટે કુતાસાની પોળમા એક કન્યાશાળા ઉઘાડવામા આવી હતી.

મોટી ઉમ્મરની સ્ત્રીઓના જ્ઞાનમા વધારો થાય અને તેમના જીવનમા વિલ્લાસનો પ્રચાર થાય તે માટે પણ કેટલાક પ્રયત્નો આ સમયે કરવામા આવ્યા હતા. ૧૮૮૭ મા અમદાવાદમા " સ્ત્રીઓ માટે કલબ ' ની સ્થાપના કરવામા આવી હતી આ કલબમા શરૂઆતમા પારસી અને યુરોપિયન બાનુઓ વધારે રસ લેતા અને સ્થપાયા ૪૫ વર્ષ થયા છતા હજુ પણ તેમા ગુજરાતી હિંદુ બ્હેનો જોઈએ તેટલો રસ લેતી હોય તેમ લાગતુ નથી કલબ સ્ત્રીઓ માટે ટેનીસ, બેડમીન્ટન વગેરે મેદાની અને કેરમ પીગપાગ વગેરે ઘરમા રમવાની રમતો નજીવા લવાજમે પૂરી પાડે છે વળી કલબના મકાનમા લાયબ્રેરી તથા વાચનાલય પણ રાખવામા આવેલ કે જેનો લાભ સભ્ય બ્હેનો લઇ શકે છે

૧૮૮૮ મા નેશનલ ઇન્ડીયન એસોસીએશન ' ની ગુજરાતની શાખા અમદાવાદમા ઉઘાડવામા આવી હતી આ સંસ્થાને " ભોળાનાથ સારાભાઇ ઇન્સ્ટીટ્યુટ " નામે ઓળખવામા આવે છે, મકાન મર્હુમ રા બ ભોળાનાથ સારાભાઇની યાદગીરીમા સ્ત્રીઓના ઉપયોગ માટે બંધાવવામા આવ્યુ હતુ ઉપર દર્શાવેલ લેડીઝ કલબ ' આ મકાનમા જ મળે છે

## ૨—કાઠિયાવાડ

હિન્દુસ્તાનમા જેમ મલબાર પછાતમા પ્રાન્ત ગણાય છે તેમ ગુજરાતમા કાઠિયાવાડ ગણાવો જોઇએ સંસાર સુધારાની હિલચાલ મુંબઈ અમદાવાદ સુરત વગેરે સ્થળે ૧૮૫૦-૧૮૬૫ મા સંપૂર્ણ જોસમા હતી તે વખતે કાઠીયાવાડમા કાંઇ પણ જાગૃતિ નહતી પણ ૧૮૮૦ પછીથી નર્મદે સુધારા વિરુદ્ધ બોધ શરૂ કર્યો તે વખતમાજ મહુવાના વણીક વલ્લભદાસ પોપટભાઈએ ' સુબોધ ચિન્તામણી' નામનું કવિતાનુ પુસ્તક લખી દરિઆપારના સુધારાનો બોધ કર્યો આ પુસ્તકને નવલરામ કાઠીઆવાડમા સુધારાનું

પ્રાચ ય પેહુ તેની. અચુક સાબીતી' ૧૭ માને છે આ પહેલા કાઠિઆવાડમા સુધારાની પ્રવૃત્તિ નહિ જેવીજ હતી છતા એક નાડિયાવાડીએ તો આખા ગુજરાતમા સુધારક તરીકે ખ્યાતિ મેળવી હતી–તે મણીશ કર કીકાણી

**કીકાણી** —[ ૧૮૨૨–૧૮૮૪ ] આ જુનાગઢી નાગરે ભોળાનાથ સાગભાઇને જ્યારે મહીપતરામ સાથે જમવા માટે નાત બહાર મુકવામા આવ્યા હતા ત્યારે તેમનો પક્ષ ગ્રહણ કર્યો હતો કીકાણી વેદાન્તના પ્રખર અભ્યાસી હતા તેમના વેદાન્તના જ્ઞાનથી મુગ્ધ થઇ દલપતરામે તેમને એક સવૈયામા શકરાચાર્યની સાથે સરખાવ્યા ૧૮ તે શ્રી કૃષ્ણવલ્લભીના ચુસ્ત હીમાયતી હતા સુધારાના વિષયમા પહેલેથી ખુબ વિચાર કરી ડગ ભર ત નાઓ હતા એવા તેમનો મોત હતો એટલે તે જેમ માગનગ્નની વિરુદ્ધ હતા તેજ પ્રમાણે વિધવાવિવાહના પણ વિરોધી હતા પોતાના ઉદ્દેશો ફળીભૂત કરવા અર્થે તેમણે ૧૮૫૪ મા સુપથ પ્રવર્ત મડળ સ્થાપેલુ તે પહેલા ચાર વર્ષે પોતાની જ્ઞાતિની સેવા કરવાના ઉદ્દેશથી તેમણે 'નાગર ડડળી' સ્થાપી હતી કાઠિયાવાડના તે સમયના સૌરાષ્ટ્ર પંચ વિજ્ઞાન વિલાસ વગેરે માસિકોની યોજનામા તેમનો હાથ હતો આપણા પ્રસિદ્ધ વિનય નવલરામભાઇએ તેમને કાઠિયાવાડના સર્વોપરિ વિદ્વાન તરીકે ઓળખ્યા હતા તેમનુ ઇતિહાસ અને ભાષાશાસ્ત્રનુ જ્ઞાન ઘણુ સારુ હતુ કાઠિયાવાડ એજન્સીના ટ્રેઝરરના પ ઉપરથી નિવૃત્ત થઇ ને પોતાના વતન જુનાગઢ આવ્યા ત્યારે ત્યાના નવાબે તેમને પ્રાચીન ઇતિહાસની

---

૧૭ નવલગ્રથાવલી ભા ૨ પાનુ ૨૨૧

૧૮ વે તણા બહુ ભેદ વિચક્ષણ લક્ષણ શુદ્ધ ચિત્ત ચતુરાઇ,
સશય ટાળી કરે ગત સશય ઉમ જથા જળ દૂધ જુદાઇ
સ્વાત્મકજ્ઞાન તથા પરમાત્મક તે ત્રીગુણાત્મકના ગુણ ગાઇ,
ભાગી ગયો ભ્રમભાવ ભયકર, શકર કે મણીશકરભાઇ

દલપત કાવ્ય ભા ૧ લા

શોધખોળનુ કામ સોંપ્યુ હતુ તેમણે એકઠી કરેલી હકીકતોનો ઉપયોગ 'કાઠિયાવાડ ગેઝેટીયર' અને ભગવાનલાલ સંપતરામ કૃત 'સૌરાષ્ટ્ર દેશનો ઇતિહાસ' એ પુસ્તકોમા કરવામા આવ્યો હતો.

**પંડિત ભગવાનલાલ**
**સાલ ૧૮૩૯–૧૮૮૮**

પંડિત ભગવાનલાલ ઇંદ્રજીની સુધારા તરીકે ખાસ ગણના થતી નથી પરંતુ સુધારો એટલે પ્રજાની નવ જાગૃતિ એવો વિશાળ અર્થ લઇએ તો ભગવાનલાલને તેમા વણ અગત્યનું સ્થાન મળે છે પુરાતન શોધખોળનુ કામ કરી તેમણે આખા ભારતવર્ષમાજ નહિ પણ યુરોપમા પણ નામના મેળવી હતી

ભગવાનલાલ જુનાગઢના પ્રશ્નોરા નાગર હતા જુનાગઢમા તે વખતે અંગ્રેજી શિક્ષણની સગવડ ન હતી તેથી તેમને અંગ્રેજી જ્ઞાન મળી શક્યુ નહતુ પાછળથી તેમણે કામપુરતુ અંગ્રેજી જાણી લીધુ હતુ વિદ્યાવિલાસી કર્નલ લેંગ કાઠિયાવાડના પોલિટિકલ એજંટ થયા ત્યારે તેમણે પંડિત ભગવાનલાલની જુના શિલાલેખો વાંચનાર તરીકેની શક્તિ જોઇ અને તેથી ખુશ થઇ તેમણે તેમનો મેળાપ ડાક્ટર ભાઉ દાજી સાથે કરાવી આપ્યો તેમની અને જુનાગઢ રાજ્યની મદદથી પંડિતે પોતાની શોધખોળના પ્રદેશને ખુબ વધારી મુક્યો અને છેક નેપાળ તથા તિબેટ સુધી જઇ આવી તેમણે હિંદુસ્તાનના પ્રાચીન ઇતિહાસ અને સંસ્કૃતિને તેમની અનેક શોધો કરી મુંબઇ ગેઝેટીયરમા રૂપ લખ પ્રાચીન ગુજરાતના ઇતિહાસનો વિભાગ પંડિતજીના પરિશ્રમનુ જ પરિણામ છે પંડિતજીને યુરોપની અનેક પુરાતત્વની સંસ્થાઓએ માનદ સભાસદ બનાવી માન આપ્યુ હતુ અને ૧૮૮૪ મા લેડનની યુનિવર્સિટીએ તેમને ડાક્ટર ઓફ લીટરેચરની પદવી આપી હતી

"ગુજરાતના આ પ્રથમ પુરાતત્વવેત્તાનુ સ્થાન હજુ સુધી ખાલીજ છે

સમાજ સુધારાના વિષયમા તેમના વિચારો ઘણા આગળ વધેલા હતા, પણ પોતાના ખાસ કામમા રોકાએલા હોવાથી તેમને સુધારાની ચળવળમા ભાગ લેવાનો અવકાશ ન હોય એ દેખીતુ છે. છતા તેમણે ' હિન્દુઓમા તહેવાર રીત રિવાજો '[19] વિષે પોતાની નાગરની દૃષ્ટિથી જે વિચારો દર્શાવ્યા છે, તે ઘણા જાણવા લાયક તેમજ સુધારાના કામમા ઉપયોગી છે તેમાથી એ ચાર દૃષ્ટાંતો અહિ આપીશુ

' થોડા વર્ષો પહેલા ( હિંદુઓ ) જ્યારે મુસલમાનો પાસેથી જનેમી અને ટોકરા ( નાન ખટાઈ ) ખાવા લાગે તે પાછુ ઘણુ અપવિત્ર અને ભ્રષ્ટાચાર ગણાતુ હતુ પણ આ બીજુ વાગતાથી હવે તો દેવતાના ભોગમા મુખ્ય વસ્તુ જનમી ને ટોકરા થઈ પડ્યા છે તેમજ હાલના પાઉ બિસ્કુટ ખાનારા ઉજળા ગણાય છે ( તે ) સાથ બેસશે '

" સોનાનું વાસણ સૌથી પવિત્ર તેથી ઉતરતુ રૂપાનુ તેથી ઉતરતુ ત્રાંબુ તેથી ઉતરતુ પિત્તળનુ તે સ્વના કાસુ તેથી જસત, તેથી કલાઈ તે સર્વ કરતા બીચારૂ માટીનુ તો સાવજ કીમત વગરનુ જરા વાપર્યું કે તરત અપવિત્ર આનુ કારણ શુ તેનો ઉત્તર એ કે ગરીબને માન અપાય નહિ ને પૈસા જેમા વધે તે વધારે ધરમ "

" દક્ષિણના બ્રાહ્મણોને જમવાના ટાણે માટે પાણી લાવતા જોડાને અડકી ગયા ચામડાનો સ્પર્શ થયો તો અપવિત્ર થઈ ગયુ માને છે પણ મશકમા વૈષ્ણવો જોડા પહેરી પાણી ભરે તો જ તેનુ પાણી દેવતાને કામ લાગે છે '

" ગુજરાત અને બીજા ઘણા ખરા પ્રાંતમા લોકો દૂધ અને ઘી મુસલમાનના ઘરનુ હશે તો પણ લેશે પણ મારવાડના લોકો બીજાના ઘરનુ પણ ઘી દૂધ અપવિત્ર માને છે

---

૧૯. બુદ્ધિ પ્રકાશ. પુ-૬૮

ગુજરાત અને કાઠીયાવાડના લોકો વિધવાએ કાળા રંગના લુગડા પહેરવા એ તેમનો ગોગ્ય પોષાક ગણે છે પણ મહાગાજ્દના લોકો તથી ઉલટ જ માને છે કાળો પોષા એ તેઓ સૌભાગ્યવતીના ચિન્હ માને છે બીજો રંગ તેઓની વિધવા પહેરશે પણ કાળો રંગ પહેરશે નહી ’

શુદ્ધ બ્રાહ્મણ અને મરજાદી વૈષ્ણવોમા એવા ચાલ છે કે બ્રાહ્મણ અને મ ચદન જેવા વસ્ત્રને નાહ્યા વિનાનો કોઇ નોકર અડકી જાય તે તન નાહીને બેસેલા વખતે અથવા જમવા વખતે પકડેલ ન તેનો ધર્મ માન નાસી ગઈ પણ કપડાની જાત જેટ લાજ ન ઉપર મેલ હોય ત મેલ કાઢયા વિના પાણીમા બોળી રંગીજ સુક્વવાથી આમડા જેવુ કઠણ થયેલુ હોય અને ગધથી પાસ પણ ન લેવાય તેવુ હોય ત ગોળીના સુ ત્રનુ પહેરવાથી ધર્મ જરા પણ દુર થાય નહી એમ હશે કે મેલથી તે દોરા વચ્ચે ના છિદ્રો પુરાઈ જવાથી ધર્મ તેમાથી નીકળી નહી શક્તો હોય

કાઠિયાવાડમા સુધારાના બીજ વાવનાર કાઠીઆવાડી મણિશંકર ગંકાણી હતા પણ ત્યાની જમીન સદાગ્ના પુરૂષો એ આવી સાફ કરી હતી

પ્રાણલાલ મથુરા મ જુનાગઢના નવાબને ત્યા

**પ્રાણલાલ મથુરાદાસ** આવી રહ્યા ને તેમણે એક નિશાળ કઢાવી

તેનુ ઉપરીપણુ ગ્રહી રહ્યુ ત્યારથી કાઠિયાવાડ મા અર્વાચીન પદ્ધતિની કેળવણીની શરૂઆત થઈ એમ સમાન્ય રીતે કહેવાય છે ત સુરતના બ્રહ્મક્ષત્રિય હતા અને તેમના પિતા મુ બઇની સદર અદાલતમા વકીલાત કરતા હતા તેથી તેમનો ગુજરાતી અને અંગ્રેજી અભ્યાસ મુ બઇમા જ થયા હતો મુમ્બઇની પ્રખ્યાત બુદ્ધિવર્ધક સભાના ત પહેલા પ્રમુખ હતા પણ જીવનના પ્રવૃત્તિ કાળના પ્રભાતમાજ તેમને જુનાગઢના નવાબના શિક્ષક તરીકેની નોકરી મળી તેથી તેમને મુબઇ છોડવુ પડયુ જુનાગઢમા

કેટલોક સમય સપૂર્ણ માન સાથે કામ કર્યા પછી ૧૮૫૪ મા સર ટી સી હોપે તેમને સરકારી કેળવણી ખાતામા ડેપ્યુટી ઇન્સ્પેક્ટરની જગા આપી. હોપની બદલી મુંબઈ ખાતામા થઇ ત્યારે તેમણે નંદશંકરની માફક પ્રાણલાલને પણ તે ખાતામા ખેચી લીધા તેમણે કેટલાક પુસ્તકો લખ્યા છે, તેમા " કાલગમનો વૃત્તાત " અને " ચરિત્ર નિરૂપણ " મુખ્ય છે

**ભોગીલાલ પ્રાણવલ્લભ-દાસ ૧૮૧૮–૧૮૮૯** ભોગીલાલ પ્રાણવલ્લભદાસને સરકારે કાઠિયાવાડમા નિશાળો કાઢવા અને તેની દેખરેખ રાખવાને નીમ્યા ત્યારે કાઠિયાવાડના ઠાકરોએ નિયમિત રીતે ગુજરાતી અને અગ્રેજી શીખવા માડયુ

તેમણે એલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટયુટમા અગ્રેજી ભાષાનુ શિક્ષણ લઇ કેટલોક સમય મુબઇની શાળાઓમા શિક્ષક તરીકે કામ કર્યું હતુ ઇ સ ૧૮૪૫ મા તેમણે સરકાર તરફથી હાઇસ્કુલ સ્થાપી અમદાવાદમા અગ્રેજી કેળવણીનો પાયો નાખ્યો અમદાવાદમાં મળેલી ફતેહના જોઇ તેમને કાઠિયાવાડમા અર્વાચીન શિક્ષણ પદ્ધતિનો આરભ કરવા માટે મોકલવામા આવ્યા ત્યા તેમને મણિશકર જટાશકર કીકાણી વગેરે કાઠિયાવાડી ગૃહસ્થો તરફથી સારી મદદ મળી હતી કાઠિયાવાડમા સારી રીતે નોકરી બજાવી તે અમદાવાદમા નિવૃત્તિનિવાસ કરી રહ્યા હતા ત્યા પણ 'સ્થાનિક સ્વરાજ્ય' ની ચર્ચામા ભાગ લઇ તમસ્ત નહેર કામમા પોતાનો ફાળો આપ્યો હતો.

**કેળવણી** પ્રથમ ગુજરાતી નિશાળ રાજકોટમા સ ૧૮૩૭ મા સ્થપાઇ હતી ૧૮૫૦મા વઢવાણ અને ૧૮૫૧મા ચુડામા નિશાળો ચાલુ થઇ ભાવનગર અને જુનાગઢમા નિશાળોની શરૂઆત ૧૮૫૦ મા થઇ ૧૮૫૭–૫૮મા ભાવનગરની ગુજરાતી નિશાળમા ૧૫૦ છોકરાઓ ભણતા હતા ૧૮૬૫ સુધીમા

ભાવનગરમાં ૮ નિશાળો સ્થપાઈ અને તેમા ભણનાર વિદ્યાર્થીઓની સંખ્યા ૭૪૩ હતી પ્રથમ અંગ્રેજી નિશાળો ભાવનગર અને રાજકોટમા નીકળી અને ત્યાર પછી વઢવાણ ગોંડલ જામનગર વગેરે સ્થળોએ તેવી નિશાળો નીકળવા માંડી કાઠીઆવાડમા કેળવણીનો ફેલાવો કરવાનું માન ખાસ કરીને ગોપાળજી સુરભાઈને છે પ્રાણનાથ મથુરાદાસની જગાએ તે કેળવણી ખાતાના ડેપ્યુટી ઇન્સ્પેક્ટર નીમાયા તે વખતે કાઠિયાવાડમા ૫૫ નિશાળો હતી ગોપાળજી સુરભાઈએ ૨૦ વર્ષ સુધી મહેનત કરી તે સંખ્યાને ૮૫૩ સુધી વધારી હતી ઇ સ ૧૮૯૧ મા ગોપાળજી સુરભાઈએ રીપોર્ટ કરેલો તે ઉપરથી માલુમ પડે છે કે તે સમયે કાઠિયાવાડમા કેળવણીની સ્થિતિ આ પ્રમાણે હતી

| સ્ટેટ | નિશાળો | વિદ્યાર્થીઓ |
|---|---|---|
| જુનાગઢ | ૧૩૮ | ૭૮૫૪ |
| જામનગર | ૧૦૬ | ૭૬૮૨ |
| ભાવનગર | ૧૫૫ | ૧૧૫૪૧ |
| ધ્રાંગધ્રા | ૪૦ | ૨૪૫૫ |
| ગોંડળ | ૭૫ | ૪૬૭ |
| પોરબંદર | ૩૦ | ૧૮૨૦ |
| મોરબી | ૨૭ | ૧૬૦૫ |

કાઠિયાવાડની નિશાળોને કેળવાયેલા શિક્ષકો પુરા પાડવા માટે રાજકોટમા ૧૮૬૮ મેલ ટ્રેનીંગ કોલેજ ઉઘાડવામા આવી તેના પ્રીન્સીપાલના હોદ્દાપર રા. સા. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા નરનરામ લક્ષ્મીરામ વગેરે જાણીતા સંસાર સુધારકો આવી ગયા છે તેમના વર્તન તથા ઉપદેશની છાપ મહેતાજીઓ ઉપર પડ્યા વિના રહી નહતી

કાઠિયાવાડના રાજકુમારોને શિક્ષણ આપવા માટે રાજકોટમા

રાજકુમાર કૉલેજ [૧૮૭૦] અને નાના તાલુકદારોના પુત્રો માટે વઢવાણ કાંપમા તાલુકદારી ગરાસીયા સ્કુલ સ્થાપવામા આવી

કાઠીઆવાડમા કન્યા કેળવણીની શરૂઆત કરવાનો યશ લગભગ પોણોસો વર્ષ પર થઇ ગયેલ પોલીટીકલ એજન્ટ કર્નલ કીટીંગને ઘટે છે તેણે પોતાના ખર્ચથી રાજકોટમા એક કન્યાશાળા ઉઘાડી હતી, જે તેની સ્ત્રીકેળવણી પ્રત્યેની તીવ્ર લાગણી દર્શાવે છે. આ કન્યાશાળા, જેને "કીટીંગ કન્યાશાળા" કહેવામા આવતી હતી તેનુ ખર્ચ પછીથી રાજકોટના ઠાકોર બાવાજીરાજે ઉપાડી લીધુ એટલે તેનુ નામ "બાવાજીરાજ કન્યાશાળા" પડ્યુ. તે હજુ પણ ચાલે છે ૧૮૮૧-૮૨ મા કાઠિયાવાડ એજન્સીના કેળવણી ખાતાના તાબામા ૨૭ કન્યાશાળાઓ હતી અને તેમા ૧૪૬ કન્યાઓ ભણતી હતી આ ઉપરાંત ખાનગી શાળાઓ ૩૦ હતી અને તેમા ૭૨ કન્યાઓ શિક્ષણ લેતી હતી શરૂઆતમા છોકરીઓની નિશાળમા છોકરાઓને પણ દાખલ કરવામા આવતા તે પ્રમાણે ૧૮૯૬-૯૭ મા છોકરીઓના નિશાળમા ૧૧ છોકરા ભણતા હતા પછીથી આ પ્રથા બંધ કરવામા આવી છોકરાઓની નિશાળમા તો હજુએ છોકરીઓ ગામડાઓની પ્રાથમિક શાળાઓમા ભણે છે માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણની છોકરાઓની સંસ્થાઓમા પણ છોકરીઓ ધીમે ધીમે દાખલ થઇ અને ૧૯૦૬-૭ મા કાઠિયાવાડ એજન્સીમા કુલ ૧૧૨૧૫ કન્યાઓ પ્રાથમિક શિક્ષણ મેળવતી હતી માધ્યમિક શિક્ષણ મેળવનાર માત્ર ૪૬ કન્યાઓ હતી જેમાની ફક્ત બેજ હાઇસ્કુલમા ભણતી હતી, બાકીની ૪૪ મિડલ સ્કુલમા હતી આ સંખ્યામા હાલમા તો ઘણોજ સુધારો થયો છે.

શરૂઆતમા કન્યાશાળાઓમા પુરુષ શિક્ષકો કામ કરતા હતા, તેથી સ્ત્રી શિક્ષણની પ્રગતિ ધીમી હતી, એટલે કન્યાશાળાઓને માટે શિક્ષિકાઓ તૈયાર કરવા માટે ૧૮૮૮ મા રાજકોટમા બાર્ટન ફીમેલ ટ્રેનીંગ કોલેજ ઉઘાડવામા આવી.

તેમાની ઘણી બાળકોના ચર્ચા મંડળો કરતા વધારે મહત્વ આપવા યોગ્ય નહતી

**પત્રો**—કેળવણી વધતા સાથે લોકોમા વાચનનો શોખ પણ વધ્યો, અને પુસ્તકો તથા પત્રો છપાવા લાગ્યા કાઠિઆવાડમા શરૂઆતમા પ્રસિદ્ધ થયેલા પત્રોમા બે માસિકો ખાસ ધ્યાન ખેંચે તેવા છે—' વિજ્ઞાન વિલાસ " અને " મનોરંજક રત્ન " " વિજ્ઞાન વિલાસ " રાજકોટમાથી નિકળતુ હતુ તે સ્થાપવામા મણીશંકર કિકાણી, કરસનદાસ મુળજી તથા ઝવેરી લાલીરામ શંકર શેઠે મદદ કરી હતી તે રાજકોટની ' વિદ્યા ગુણ પ્રકાશક સભા " પ્રકટ કરતી હતી મનોરંજક રત્ન ભાવનગરમાથી ત્રણ ભાષામા પ્રસિદ્ધ થતુ હતુ તે કાઢવામા મુખ્ય હાથ મુસલમાન થઈ ગયેલ અંગ્રેજ મીરઝા મુરાદ અલીનો મેજરનો હતો તેને ભાવનગરના નાગર રતિલાલ છોટાલાલ દેસાઈ તથા ગણપતરામ વગેરેએ સારી મદદ કરી હતી જુનાગઢમાથી " સૌરાષ્ટ્ર દર્પણ ' નામનુ પત્ર નીકળતુ હતુ તેમા આચાર્ય વલ્લભજી હરિદત્તના વિદ્વતા ભર્યા અને ઉદાર સુધારક મતના સુધારાના લેખો આવતા કાઠિઆવાડમા સુધારાની હીલચાલ ખરા જોસમા તો કદી પણ ચાલી જ નથી તેનુ કારણ ઘણાખરા સુધારકો માત્ર ચોપડીના જોર ઉપર કુંનાગ " હતા[20] તે હતુ

**સ્વામી નારાયણ**—ભલા કાઠિઆવાડે કંઈજ કર્યું નથી એમ નથી અંગ્રેજી કેળવણીથી તદ્દનજ અજાણ્યા બે મહા પુરૂષો જેમણે મહાન ધાર્મિક અને સામાજિક સુધારણા કરી છે તેમનો કાઠિઆવાડ સાથે નિકટ સબંધ છે કાઠિઆવાડમા જન્મી પંજાબમા " આર્ય સમાજ"નો પંથ ફેલાવનાર દયાનંદ સરસ્વતી અને ઉત્તર હિંદુસ્તાનમા જન્મી કાઠિઆવાડમા[21] સ્વામીનારાયણ સંપ્રદાયનો બોધ કરનાર

---

૨૦ નવલ ગ્રંથાવલી ( શાળોપયોગી આવૃત્તિ ) ભા ૨

૨૧ સ્વામી નારાયણ સંપ્રદાય ગુજરાતમા પણ ફેલાયો છે પણ તેનુ ખરૂ જોર કાઠિઆવાડમાજ છે કાઠિઆવાડના ધાડપાડુ કાઠીઓનો સુધારો આ પંથની ખાસ સેવા છે.

' માણુસનો દેહ કેવો ક્ષણભંગુર છે ને જીવવુ કેવું અસ્થિર ' તે વિષે ઉપરાઉપરી એકાગ્ર વિચાર આવવા લાગ્યા પૃથ્વી ઉપર કોઈ પ્રાણી એવુ થયુ નથી ને થવાનુ પણ નથી કે જે મોતના પંઝામાથી બચે મને પણ તે મોત ગમે ત્યા નઈ જઈ શકે ત્યારે આ મોતથી થતુ દુખ ઓછુ થવાનો ઉપાય શોધવા લાગ્યા જતુ ' અતકાનનુ અખડ સુખ જે મુક્તિ તે મેળવવાના સાધન શી રીતે મળે ' આ જગાએ ને આજ વખતે મે મારા મન સાથે ઠરાવ કર્યો કે ગમે તેમ કરીને પણ આ સાધન સાધ્ય કરવા કે જેથી નાસ્તિક માણસને મરણ સમયે જે અસંતોષ ને અધીરાઈથી માનસિક દુખ ઉત્પન્ન થાય છે તે ન થાય [૨૩] મૂળશંકરના વૈરાગ્યના વિચારો જાણી જવાથી તેમના માતપિતાએ તેમનુ લગ્ન કરવાની ગોઠવણ કરી પણ તેમને આખી જીંદગી બ્રહ્મચારીજ રહેવુ હતું તેથી તે ઘર છાડી નાઠા અને સન્યસ્ત ગ્રહણ કરી તેમણે દયાનંદ નામ ધારણ કર્યુ હિન્દુસ્તાનના જુદા જુદા ભાગોમા પ્રવાસ કરી સ્વામીએ વેદાન્તનુ અને શાસ્ત્રોનુ ઉડુ જ્ઞાન મેળવ્યુ પ્રથમ તે સમસ્ત વેદ ને ઈશ્વર વાક્ય માનતા હતા પણ ઉત્તર કાળમા તેમના મતમા ફેરફાર થયો અને કેવળ મંત્રભાગ જ ઈશ્વર કૃત છે એમ તે માનવા લાગ્યા તેમની બુદ્ધિ મતિ અને અગાધ પાંડિત્ય જોઈ જેમના જેમના પરિચયમા આવતા તે સર્વ આશ્ચર્ય ચકિત થતા ને દિગ્વિજય કરવા ચોતરફ દેશમા ફરતા હતા અને સભાઓ ભરી વાદવિવાદ કરતા હતા દયાનંદે દેશમા ઠેર ઠેર આર્યસમાજની શાખાઓ સ્થાપી સુધારાનો ઝુંડો ઉભો કર્યો તેમણે ૧૮૮૩મા અજમેરમા દેહત્યાગ કર્યો સત્યાર્થ પ્રકાશ ' ઋગ્વેદ ભાષ્ય વગેરે પુસ્તકો તેમણે લખ્યા છે તે પોતાનુ આત્મ ચરિત્ર પણ લખી ગયા છે

૨૩ " સ્વામી દયાનંદનુ અને સંક્ષેપ ચરિત્ર બુદ્ધિવર્ધક ગ્ર પુ ૨૬

। ।' દયાનંદે હિંદુ પ્રજાને રૂઢિના દાસત્વમાથી છોડવવાનો અનન્ય પ્રયત્ન આજીવન કર્યો હતો તે કહેતા, " મૈ દુનીયાકુ કૈદ કરનેકુ નહિ મગર છોડાનેકુ આયા હુ ' સ્વામી દયાનંદનો જીવન ઉદ્દેશ લાલા લજપતરાય આ પ્રમાણે દર્શાવે છે — ધાર્મિક વિષયોમા જગતને જીતવુ એ તેમનો ઉદ્દેશ હતો તેથી તેમણે નિશ્ચય કર્યો કે હિન્દુઓને તેમનુ હિન્દુત્વ પાછુ આપવુ જોઇએ એટલુ જ નહી પણ તેમને પરધર્મી દબાવનારાઓની સામે થઇ હિન્દુત્વનુ સરક્ષણ કરતા શીખવવુ જોઇએ "૨૪ વિધવા વિવાહને બદલે સ્વામીએ પ્રાચીન આર્યોમા પ્રચલિત નિયોગનો ઉપદેશ આપ્યો હતો નિયોગમા વિધવા વિવાહનો જે અશ રહેલો છે તે પરથી કેટલાક સુધારકોએ તેને અનુમો ન આપ્યુ હતુ પણ મોટા ભાગે આ રિવાજને જગલી અને હિન કહી તેનો તિરસ્કાર કર્યો હતો પણ નિયોગનો રિવાજ વિરલ નથી પ્રકારાન્તરે અન્ય દેશમા પણ તે પ્રચલિત હતો યાહુદી સ્ત્રીઓને પોતાના મૃતપતિના ભાઇ સાથે પરણવાની ફરજ પાડવામા આવતી વળી અત્યારે પણ આપણા દેશમા ભરવાડોમા દેરવટા નો રિવાજ છે છતા આ રિવાજ નિદ્ય કે વધુ એ મિનકન કે એ ભાવનામાથી નતો જન્મ થયો હતો એને અવાચીન વ્યક્તિ સ્વાતત્ર્યના જમાનામા તે કદી પણ સ્વીકારાઈ શકે તેમ નથી દેરવટાના રિવાજ વિષે સામસનમા મે જગાએ સ્પષ્ટ ઉલ્લેખ છે ભાઇ નિ સતાન મરી જાય તા તેની વિધવાને બીજા ભાઇએ પરણવુ અને જે પ્રથમ સતાન ઉત્પન્ન થાય તેને મરનાર ના વારસ ઠરાવવો કે જેથી તેના ભાઇના નામનો નાશ થાય નહી આમા ના કહેનારને અપમાનકારક પ્રાયશ્ચિત લેવુ પડતુ હતુ મનુ સ્મૃતિમા સતાઇ કરવા વગના ભાઇને માટે પણ નિયોગની જરૂરિયાત બતાવી છે યાહુદીઓમા આ રિવાજ માત્ર દુનિયામાથી નામ ન

---

૨૪ Aryasamaj P 251

આ સંપ્રદાયની અસર થતી હતી એમ દેખાય છે.[૨૨]

**સ્વામી દયાનંદ સરસ્વતી**—સ્વામી દયાનંદનું સંસારી નામ મૂળશંકર હતુ તેમને જન્મ મોરબી નાબાના ટંકારા ગામમાં એક ઔદિચ્ય બ્રાહ્મણ કુટુંબમા સને ૧૮૨૫ માં થયો હતો. તેમના પિતા ચુસ્ત શિવમાર્ગી હતા, તેથી મૂળશંકરની પાસે નાનપણથી જ પુજા પાઠ કરાવતા મહાશિવરાત્રીનું જાગરણું કરતા શિવલિંગ પર ઉંદરડાને ફરતો જોવાથી તેમની શ્રદ્ધા મૂર્તિપૂજા પરથી ઉડી ગઈ. એવામા તેમની એક બ્હેનનું મૃત્યુ થયું એટલે તેમને ઘણા ગંભીર વિચારો આવવા માડયા. પોતાના આત્મવૃત્તાતમા તે લખે છેઃ -

---

૨૨ રા. ઈશ્વરદાસ મશરૂવાળાએ સહજાનંદ સ્વામીના ફટાણા પ્રત્યેના વિરોધની વાત " મધ્યકાલીન ગુજરાતી સાહિત્ય " મા નીચે પ્રમાણે નોધી છેઃ—

એક સમય રાત્રે પોતાના ઉતારામા ગઢડામા સ્વામીનારાયણ સુતેલા હતા ત્યા તેમને કાને આવા ગીતોના શબ્દો આવ્યા. તે સાભળી ઉદાસ થઇ તરતજ ચુપચુપ તેઓ ત્યાથી ચાલી નીકળ્યા ને ગઢાળી ગામ ગયા. ત્યા પણ લગ્નનો પ્રસંગ હોવાથી સ્ત્રી અને પુરૂષો આવાજ ગીતોમા લુબ્ધ થઇ રહ્યા હતા. એટલે ત્યાથી પણ ચાલવા માડયુ. ચાલી નીકળ્યા કે પેલા સ્ત્રી પુરૂષોને ભાન આવ્યુ ને પાછળ પાછળ તેમને પાછા લાવવાને ગયા, ત્યા માર્ગમા ગઢડાથી પાછા બોલાવવા આવેલા જનો પણ મળ્યા. બધાએ ઘણુએ સમજાવ્યા પણ આખોમાથી અશ્રુની નીકો વહી રહેલી એવા તે દયાળુ પ્રભુએ તેમના અયોગ્ય વર્તન માટે ઠપકો આપી પાછા ફરવા માટે ના પાડી, અને જ્યારે હાજર રહેલા સર્વેએ ફરીથી કદી પણ એવુ ન કરવાનો, એવા પ્રસંગામા સામેલ ન થવાનો તથા એવું થતુ અટકાવવાનો પ્રયત્ન સ્વસામર્થ્યાનુસાર કરવાનો નિયમ લીધો ત્યારેજ તેઓ પાછા ફરી ગઢડા આવ્યા, અને ત્યાથી સવારમાજ પોતાના દેશ દેશના અનુયાયીઓ ઉપર પત્ર લખી તેની ખબર કરી. તે દિવસથી આજ પર્યંત તેમના સત્સંગીઓ તેમની આ આજ્ઞા બહુજ ચીવટથી પાળે છે, ને પાળવાને મથે છે.

યુગાધ એવા પાર્થીવ હેતુથી પળાતો ત્યારે હિંદુઓમા પિતૃઓનું શ્રાદ્ધ કરનાર જોઇએ એવા ધાર્મિક ઉદ્દેશથી નિયોગની આજ્ઞા કરવામા આવી છે[૨૫]

સામાજીક સુધારણાના સીધા પ્રયત્નો કરવા ઉપરાત તેને સહાય કરનાર મુખ્ય વસ્તુ કેળવણી પર પણ દયાનંદ અને તેમના અનુયાયીઓએ પુષ્કળ ધ્યાન આપ્યું છે. આર્યસમાજનો વધારે ફેલાવે પંજાબમા થયેલો છે ત્યાના આર્યસમાજીઓએ ૧૮૮૫મા લાહોરમા દયાનંદ એંગ્લો વૈદિક કોલેજ "સ્થાપી આર્યસમાજની ધ્યાન ખેંચનારી કેળવણીની સંસ્થા કાગડી ગુરૂકુલ છે તેમા કેટલાક ગુજરાતી બ્રહ્મચારીઓ પણ અભ્યાસ કરે છે નર્મદાકાંઠે શુક્લતીર્થમા બારડોલી તાલુકામા સુપામા તથા કાઠિયાવાડમા સોનગઢમા સ્થપાયેલા ગુરૂકુળો શિક્ષણના ક્ષેત્રમા વિશિષ્ટ કાર્ય કરી રહ્યા છે આર્યસમાજ અજ્ઞાન અને પછાત વર્ગના હિંદુઓને સુધારવાનું મોટું સાધન છે એમ ધીમે ધીમે લોકોને ખાત્રી થતી જાય છે દયાનંદ સરસ્વતીનુ નામ હિંદુ ધર્મનું રક્ષણ કરનાર વિશ્વામિત્ર કૃષ્ણ અને શિવાજીના નામની સાથે ભવિષ્યના ઇતિહાસકારો મુકશે એમ કહેવુ તે બીલકુલ અતિશયોક્તિ ભરેલુ નથી

નગદકાર્ય — વળી સમાજ સુધારાનુ નગદકાર્ય પણ કાઠીઆવાડમા કંઇ થયુ છે પરદેશગમન વિધવા વિવાહ બાળલગ્ન નિષેધ વગેરે બાબતોમા કેટલુક ગૌરવ લેવા જેવુ કાર્ય થયુ છે મોઢ વણીક કોમના કવિ લાલ કવિદાસ વકીલ અને પોરબંદરની મોહનલાલ કરમચંદ ગાંધી (હાલ

---

૨૫ Among the Jews the great stress laid upon father—right gave rise to the so—called levirate" —*that is to say, a widowed wife was compelled to* marry the brother of her deceased husband in order that the race of the dead man should be continued The seuual life of Our Time: Ivan Bloch.

—મહાત્મા ગાંધીજી ) અને ભાવનગરના છોટાલાલ ઇશ્વરદાસ પરીખ વગેરે ઘણીવાર યુરોપ જઈ આવ્યા છે. મહુવાના પ્રખ્યાત જાદુગર નથુ મંછાચંદ અને ચિકાગોની સર્વધર્મપરિષદમાં જૈન ધર્મના પ્રતિનિધિ તરીકે ગયેલા તેજ ગામના વીરચંદ રાઘવજી ગાંધીને યુરોપ અમેરિકા જઇ આવ્યા બદલ જૈન સંઘે પ્રાયશ્ચિત્ત કરાવ્યું ન હતુ. ઔદિચ્ય કોમના બેરીસ્ટર ડી. બી શુક્લને વિલાયત જઇ આવવા માટે કેટલોક વખત નાત બહાર રહેવુ પડ્યુ હતુ પણ પાછળથી તેજ જ્ઞાતિએ લીંબડી મુકામે ભરાયેલ તેમના ૧૭ મા સંમેલનના પ્રમુખનું પદ તેમને આપ્યુ હતુ.[૨૬] ઘોગાજીના મોઢ વાણીયા વકીલ દામોદર દેવચંદે તેજ નાતની વિધવા માણેક બાઇ સાથે ઈ. સ ૧૮૭૬ મા પોતાની જ સંસાર સુધારાની ભાવનાથી પ્રેગર્ભને લગ્ન કર્યુ હતું આ લગ્ને તે સમયે ઘણી ચકચાર ઉત્પન્ન કરી હતી હિંદુઓએ એવો ઠરાવ કર્યો હતો કે આ વકીલને કોઇએ કેસ આપવા નહી આ વખત શહેરના મુસલમાનોએ સઘળા કેસો તેમને જ આપવા માંડ્યા વળી વકીલ દામોદરે હિંદુઓના કેસ મફત લેવાનુ જાહેર કર્યુ અને આ રીતે હિંદુઓનો એક સંપ તુટયો અને વકીલનુ કામ આગળ ચાલ્યુ બાવળાના જેશંગભાઈ ત્રીકમલાલ પટેલ નામના "કવિ" એ તે વિષે "પુર્નલગ્ન કરનાર પરાક્રમી પુરૂષ" નામનું દળદાર પુસ્તક લખ્યુ છે. તેજ રીતે જામનગરના "આતંકનિગ્રહ ઔષધાલય"ના સ્થાપક વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી, રાજકોટના વલ્લભદાસ પીતાંબરદાસ અડાલજા અને કુંડલાના વનમાળીદાસ લાધાભાઇએ પુર્નલગ્ન કર્યાં હતા. વનમાળીદાસે તો પુર્નલગ્નની સાથે વળી બાળલગ્ન કર્યુ હતુ.

---

૨૬ તેજ પ્રમાણે રા. બા. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાના સંબંધમા બન્યું હતું. જ્ઞાતિઓ આ પ્રમાણે રહી રહીને પણ પોતાના સુપુત્રોની કદર કરે છે એ તેનું સુડદાસ સ્વરૂપ જોતા ઘણું કહેવાય!

## ૩–ફરી સુરત

સુધારો અમદાવાદ અને કાઠીઆવાડમા સુધારાને અગે ૧૮૮૦ સુધીમા થયેલ પ્રવૃત્તિનું વર્ણન કરી ગયા હવે એ વખત ફરી પાછુ સુરતનેજ યાદ કરીશુ દુર્ગારામ નર્મદ નવલરામ દાકતર ધીરજરામ મહીપતરામ એ સર્વ સુધારાવીરો સુરતનાજ હતા પણ તેમની પ્રવૃત્તિનુ ક્ષેત્ર સુરત નહતું પણ એજ બે નામો તો સુરતમાજ મૂકી શકાય તેવા છે વળી રક્ષકમત ' જેનાથી સુધારાના ઇતિહાસનો ઉત્તરાર્ધ શરૂ થાય છે તે પણ સુરતી નર્મદે ફરી સુરતમાજ જગાવ્યો હતો એટલે બે સુરતવાસીઓના નામ સ્મરણથી આ પ્રકરણ પૂરૂ કરીએ તો કઈ ખોટુ નહિ

નદશકર—(૧૮૩૫–૧૯૦૫) નર્મદ અને નવલરામની માફક નદશકર પણ સુરતના નાગર હતા તેમણે પોતાના જમાનાને યોગ્ય શિક્ષણ ૧૧ વર્ષની વયમાંજ પૂરૂ કરી નોકરીયાત જીવનની શરૂઆત પોતાની શાળાના મોનીટરપણાથી કરી હતી ૧૮૫૨ મા. તેમને ઉત્તર-વિભાગની શાળાના સુપરિન્ટેન્ડન્ટના કારકુનની જગા મળી ત્યાથી સ્વપરાક્રમેજ આગળ વધી થોડા સમયમા તેમણે સુરતની હાઈસ્કુલના હેડમાસ્તરની પદવી મેળવી પછી હોપ સાહેબે તેમને રાજ્યના મુલ્કિ ખાતામા દાખલ કર્યા પણ ગુજરાતતો હજુ પણ તેમને ' નદશકર માસ્તર'ના નામથીજ ઓળખે છે જે તેમણે શાળા ખાતામા કરેલ મહાન સેવાની સ્મરણ યાદ આપે છે

મુલ્કિ ખાતામા ધંધુકાના મામલતદારમાંથી આગળ વધી ન દેવગઢ બારીઆ મુંથરાપુર અને લુણાવાડાના એડમીનીસ્ટ્રેટર નીમાયા હતા ૧૮૮૦ મા તેમણે કચ્છ રાજ્યનું દિવાનપદ પ્રાપ્ત કર્યું પણ થોડો સમય રહી તે સરકારી નોકરીમા પાછા ફર્યા ૧૮૯૦મા આંખનો વ્યાધિ થઇ આવવાથી ૫૫ વર્ષના વયે તેમણે પેન્શન લીધુ, અને ૧૯૦૫ મા ૭૦ વર્ષની વયે તેમનુ અવસાન થયુ

યુરોપિયન શિક્ષકો અને આસપાસના વાતાવરણને લીધે નદ-રાશંકરમાં નાનપણથી સુધારાનો જુસ્સો પ્રકટ થયો હતો, અને કાંઈક કરી બતાવવાની ઇચ્છા તેમના મનમાં પ્રબળ થઈ હતી તેથી મહીપતરામ વિલાયતથી પાછા આવ્યા ત્યારે ભોળાનાથની માફક નદશકર પણ તેમની સાથે એક પંક્તિએ બેસી ઓચ્છવ ગાયના વાડામા જમ્યા દોલતરાય, કેશવરાવ જયશંકર રાવળ, નદશંકરના કેટલાક સાથીઓ વગેરે પણ આમા ભળેલા આથી નાતમા તડ પડી ગયા ભારે કલહ ચાલ્યા બાદ લગભગ ૨૭૦૦ રૂપીઆનો દંડ લઈ મહીપતરામને નાતમા દાખલ કરવામા આવ્યા આ સમયે નદશકરે ભારે શ્રમ ઉઠાવ્યો હતો તેમણે કરણઘેલામા પોતાના સુધરેલા વિચારો દર્શાવ્યા છે ને ઐતિહાસિક નવલકથામા કાલવ્યુત્ક્રમનો દોષ ઉત્પન્ન કરે છે પણ જીવનચરિત્રની દૃષ્ટિએ ઉપયોગી છે કરણ ઘેલામા ગુણસુંદરી સતી થતા પહેલા 'હવે જીવવું ? જીવીને ઘરેણાનો ત્યાગ કરી રૂદ્રાક્ષની માળા ધારણ કરવી અને મારા વહાલા લુગડા બચકે બાધી ધોળુ વસ્ત્ર પહેરી ફરવું, હવે જીવવું ? જીવીને સઘળા વ્યવહારથી દૂર રહેવુ અને સઘળા શુભકામમા મારો ઓળો પડવા ન દેવો હવે જીવવું ? જીવીને રાડ કહેવડાવવું અને રસ્તામા કોઇને મળુ તો તે અપશુકન સમજી પોતાના ઘરમા પાછા ભરાઇ જાય તે સહન કરવું હવે જીવવું ? જીવીને ઘરમા બોજો થઈ પડવું, અને માબાપને દુખનું મૂળ થવું હવે જીવવું ? જીવીને ભાઇ ભોજાઈના ટોંણા ખાવા અને પેટને સારૂ હનમામા હલકી પરતંત્રપણાની અવસ્થા ભોગવવી હવે જીવવું ? જીવીને શું સુખ ભોગવવું ? જીવવાથી ફળ શું ?" વગેરે વાક્યો બોલે છે તેને નવલરામ બહુજ નઠારૂં ગણે છે[૨૭] રસશાસ્ત્રની દૃષ્ટિએ તે ઠીક વ્યાજબી છે પરંતુ આ પરથી વિધવા સ્ત્રીઓની કફોડી સ્થિતિ

૨૭ નવલગ્રંથાવલી (શાળાપયોગી આવૃત્તિ) ભા ૨

માટે નર્મદાશંકરની અંતઃકરણની લાગણી કેટલી તીવ્ર હતી તે દેખાઈ આવે છે તે વિધવા વિવાહના પક્ષપાતી અને વિધવા—વપનના વિરોધી હતા શરૂઆતમા તે ઉચ્છેદક હતા પણ ઐતિહાસિક વાચનને લીધે પાછળથી તેમના વિચારોમા પરિવર્તન થયુ હતુ અને ' પડો બાઝ્યા છે તેને કાઢી નાખો, અંદરના ઘાટઘુટની રચનામા ફેરફાર કરો પણ મૂળ આશયમા જેથી તે જર્જરિત હાડપિંજર સજીવન રહે છે, તેનો નાશ ન થવા દો ' [28] એવો તેમનો અભિપ્રાય બંધાયો હતો

કાળાભાઈ લલ્લુભાઈ— (જન્મ સ. ૧૮૪૫) સુરતના વાલ્મિકી કાયસ્થ જ્ઞાતિના વકીલ કાળાભાઈ લલ્લુભાઈએ મહારાજ લાયબલકેસ વખતે ૧૯ વર્ષની વયે કરસનદાસની તરફથી મહારાજની વિરૂદ્ધ સાક્ષી આપી સુધારક તરીકેનુ જીવન શરૂ કર્યું હતુ આ સાક્ષીમા તેણે જણાવ્યુ હતુ કે ત્રણ વર્ષ પર તેને મહારાજ સાથે પુનર્વિવાહ વિષે વાતચિત થઈ હતી [29] તેનામા આવડી નાની વયે સુધારાનો આટલો ઉછળતો ઉમંગ હોય તેમ નવાઈ જેવુ પણ નથી કારણ તે પ્રખ્યાત સુધારક ડૉક્ટર ધીરજરામ દલપતરામનો ભત્રીજો હતા ડૉ ધીરજરામ મેડીકલ કોલેજમા જનાર પહેલોજ ગુજરાતી હતો [30] આજકાલ મેડીકલ કોલેજમા દાખલ થવુ એ કાંઈ મહત્વની બાબત નથી પરતુ આજથી પોણો સો વર્ષ પહેલા દાક્તરનો ધંધો—' મડદા ચીરવાનુ કામ "—શીખવા મહાર પડનાર મા અગાધ રણ્યુ હિમ્મતની જરૂર હતી એ દાક્તર થયા પછી બીજાઓ બાધ નથી જાણી પોતાના છોકરાઓને મેડીકલ કોલેજમા મોકલતા થયા એ દાક્તરે પોતાના ભાષણોમા જીવ અમર નથી એવુ સૂચવ્યુ હતુ ને પોતાના પરિચયમા આવનારાઓને જ્ઞાતિ વિરૂદ્ધ

28 નર્મદાશંકર જીવનચરિત્ર પાનું ૨૩૨
29 મહારાજ લાયબલ કેસ પાનુ ૧૮૭
30 ધર્મ વિચાર

બોધ આપતા તેમણે વૈદકશાસ્ત્ર વિષે અનેક ભાષણો આપ્યા હતા આવા કુટુમમા જન્મેન કાગાભાઇમા સુધારક તરીકેનો જુસ્સો નાન પણથીજ ? માન તે સ્વાભાવિક હતુ મોટપણમા તેનો સુધારાનો જુસ્સો દર્શાવનાર એક બીજો દાખલો છે તે સમયમા તરેહ તરેહની ધુનવાળા યુરોપિયન સીવીલીયનો હિંદુસ્તાનમા આવતા આવા એક સીવીલીયન પિન્હેને એવીજ ધુન હતી કે જેને તેને પોતાને ત્યા જમવા બોલાવવો પણ નાતજાતની બીકથી કોઇ હિન્દુની હિમ્મત આ નિમત્રણ સ્વીકારવાની થતી નહી કાગાભાઇએ આ હિમ્મત કરેલી ૩૧ નર્મદા શ ? ધર્મ વિચારમા તેને નામ હિન્દુ સ્ત્રીઓને છુટ આપવી તથા તેમના પોશાક માફેરફાર કરવાનો હિમાયત કરનાર તરીકે ખાસ ગણાવે છે

તે ગયચ૦ દીપચ કન્યાશાળાના તથા નેશ ન એસોસિએ શનની સુરતની શાખાના મત્રી હતા લવાદ કોર્ટ સ્થપાઈ ત્યારે તેમા આગેવાનીભર્યો ભાગ લઇને અને સુરત રાયટ કેસ વખતે વકીલ તરીકે ઉભા રહીને તેમણે સારી લોકપ્રીતિ સપાદન કરી હતી

મુબાઇ સુરત અમદાવાદ વગેરે મુખ્ય શહેરોમા થતી હીલ ચાલના ભણકારા ગુજરાત કાઠિયાવાડના દૂર દૂરના ગામેમા વાગતા હતા અને ઠેર ઠેર સભાઓ સ્થપાતી ભાષણો અપાતા અને પુસ્તકો તથા ચોપનીઓ છપાતા મહીપતરામ રાજાઓમા પેગના ભ ચ નડીઆદ વગેરે ગામોમા પ્રાર્થનાસમાજની શાખાઓ સ્થાપવાના ઉદ્દેશથી ફરતા અને સુધારાનો ઝુડો સ્થળે સ્થળે રોપતા



૩૧ નર્મદાશકર જીવન ચિત્ર પાનુ ૯૫

# વિભાગ ૨ જો.

સાધુતો ધીરાનું ધીરાનું, નહિ ઉતાવળા કાયરનું.

—નર્મદ..

Le us attack, but let us distinguish The chiracterstic of truth is never to run into excess What need his she of exaggeration ? Some thi ngs must be distroyed and some things must be merely cleared up and investigated What power there is in a courteous and serious exami nation serions Let us not therefore carry flame where light alone will suffice—Victor Hugo

# વિભાગ ૨ જો.

## પ્રકરણ ૧ લું

### પાછાં પગલાં ?

સુધારાના મહારથીઓએ ખુબ ભાષણો કીધાં, કાવ્યો લખ્યાં, વિવાદો કર્યા અને કેટલુંક નગદ કાર્ય પણ કર્યું, છતાં ૧૮૬૪-૬૫ના શેરમેનીયાના સમયમાં ગુજરાતમા સુધારાનાં પૂર એક વખત ઓસરતાં લાગ્યાં. કરસનદાસ મૂળજીની સાથે નિડરપણે ભોજન વ્યવહાર રાખનાર કરસનદાસ માધવદાસ અને તેમની નાગર વાણીયા જ્ઞાતિએ પ્રાયશ્ચિત કરી મૂછ નીચી તો શું પણ મૂળમાંથી કઢાવી નાખી. કરસનદાસ મૂળજીએ મહારાજ લાયબલ કેસમાં મહાન વિજ્ય મેળવ્યો ત્યારે પણ કોઇ સુધારકોએ કે સુધારક સંસ્થાએ તેમને જાહેરમાં માન આપ્યું નહતુ. એટલે સુધારકોમાં ઉપર લખ્યો તે સમય પહેલાંજ શિથિલતા આવી ગઇ હશે એમ લાગે છે. તેનુ એક કારણુ એ હશે કે આ સમયના સુધારકોમા કામ કરી દેખાડવા માટે તત્પર એવા તો માત્ર કેટલાક નાયકો જ હતા, ત્યારે તેમના સાથીઓનો મોટો ભાગ તો માત્ર ભાષણીયા સુધારકોનોજ બનેલો હતો. જે થોડા સુધારક વીરો સર્વસ્વનો ત્યાગ કરી દેશની સામાજીક અને ધાર્મિક સ્થિતિ સારી કરવાની તાકાત ધરાવતા હતા તેમના મનમાં પણ સમાજનો સાથ નહોય ત્યાંસુધી બહુ જોખમ ઉપાડવાથી લાભ નથી, તેનાં કરતાં તો સમાજમાં રહી સુધારો કરવો એ ઠીક છે,

એવી ખોટી માન્યતા ભરાઇ બેઠી હતી ‘ તમે પાણીમા જો દોષ માનતા નથી તો સર્વનુ કેમ પીતા નથી ? ’ એ પ્રશ્નના જવાબમા દુર્ગારામ મહેતાજીએ કહ્યુ હતુ, આ વર્ષમા મારા લગ્ન થતી વેળા મારા મનમા એવુ આવ્યુ કે જેવો મારો વિચાર છે તેજ પ્રમાણે ઘણુ કરીને હુ ચાલુ છુ, પણ ખાવાંપીવાનો બધી તોડીને ન્યાતની બહાર નીકળુ પણ તે વેળા મારા કેટલાએક મિત્રોએ મને એમ કરવાની ના કહી ને કહ્યુ જે તમારે મોટે મોટે ઘેર ઓળખાણ છે તે તેના ઘરમા વગર અટકાવે જાવ છો ને તેથી કેટલાએક જીવનુ કલ્યાણ થાય છે માટે તમારા ઉપદેશ પ્રમાણે ઘણા માણસોનો જથો થયા વિના ઉતાવળ કરવી નહિ હમણા તો તમારે પોતાની ન્યાતમા રહી ઉપદેશ કરી લોકોની બુદ્ધિને પવિત્ર કરવી ઘટારત છે ને જો એમ કરશો તો આગળ જતે ઘણા જીવોનુ કલ્યાણ થશે ને તમારા વિચાર પ્રમાણે બનશે તે મને હાલમા ઠીક લાગી માટે જરૂર જેટલા હુ પોતાની ન્યાતના ચાલ પ્રમાણે ચાલુ છુ ” આવી દલિલ બીજા પણ અનેક મનુષ્યો કરે છે પણ તે ભ્રમમૂલક છે મહીપતરામ ભાઇએ ટીકા કરતા લખ્યુ છે ને પ્રમાણે મહેતાજીના જવાથી આગ મારા ધર્મના કોઇ માણસો સુધર્યા નહિ [1] અહિંજ મહેતાજી આ તેમના જેવા સુધારકો રાજા રામમોહનરાય જેવા બંગાળી સુધારકોથી જુદા પડે છે બંગાળી સુધારકોએ નાતજાતના બંધનો તોડી નાખી બ્રાહ્મસમાજની સ્થાપના કરી ત્યારે ગુજરાતી સુધારકો મુખ્યત્વે પ્રગતમત કેળવી શક્યા—જેના સુફળ આપણે ભોગવીએ છીએ—આ કામ તો પ્રમાણમા અલ્પ ગણાય નેતૃત્વ કરી શક્યા [2]

---

૧ આ મહીપતરામ પોતે પણ આવી મનોવૃત્તિથી મુક્ત નહતા

૨ નર્મદાશંકરે "ધર્મવિચાર મા આપેલો દાખલો આજ પરિસ્થિતી દર્શાવે છે "દા વિલસનને બગર્ડ કેશવચંદ્રગેન અને તેમની સુધારાવાળા મંડળમા તે પ્રશ્ન ને કેટલાક જણ આરંભ કીધા હતા, ને દુખુદાને પણ કર્યુ હતુ કે જ્ઞાતિનો નુકસાન ઘણો છે મટે સુધારાના શાસ્ત્રીએ ને જુદા પડ્યુ.

એમ માનતા હતા કે લોકો પૈસા કમાવાની ધૂનમા લાગી ગયા છે માટે સુધારાના કામો તરફ લક્ષ આપતા નથી પણ તેમને તે ભૂલ થોડા સમયમા જણાઈ સુધારકોમા જ્ઞાન નથી, તેઓ થોડી પુંજીએ ઘણું દેખાડે છે, કાયર છતા શૂરવીર હોવાનો ડોળ કરે છે, આ વગેરે બાબતો કવિના સમજવામા આવી હતી, પણ આમ છતા હિમતથી મદાર પડે તો આ સુધારકો પણ ઘણુ કરી શકે એમ નર્મદાશંકર માનતા હતા આ પછી થોડા સમયે એમને લાગ્યુ કે એમના પોતાના વિચારોજ ભૂલભરેલા હતા પણ એ જુદીજ બાબત છે

સુધારકોએ જેટલી આશા આપી હતી તેટલુ કામ કર્યું નહતુ, તેમણે શરૂઆતમા જેટલા જુસ્સો બતાવ્યો હતો તેટલોને તેટલોજ જુસ્સો ને કાયમ ટકાવી શક્યા નહતા, છતા સુધારો નિષ્ફળ પણ ગયો નહતો અને તે પછી પણ ભાગ્યો નહતો. નર્મદાશંકરે પોતેજ કબુલ કર્યું છે તે પ્રમાણે સુધારકોનુ જમા પાસુ નીચે પ્રમાણે હતુ

૧ લોકો એકત્ર મળી મંડળીરૂપે વિચાર કરતા શીખ્યા
૨ હોળી પ્રસંગે બોલાતા અપશબ્દો અને લગ્નમા ગવાતા ફટાણાનો ચાલ ઓછો થયો
૩ પરદેશગમન વિષે બોલાયુ લખાયુ, અને કેટલુંક આચરણ થયુ.
૪ વિધવા વિવાદ વિષે લોકમત કેળવાયો
૫ વલ્લભપંથના ગોસાઈઓના ખોપા ગા જાહેર થયા
૬ જ્ઞાતિ બંધન તોડવા જોઈએ એવી ચર્ચા પણ થવા લાગી
૭ દેશી રાજ્યમાં સુધારા થવા જોઈએ એમ પણ કહેવાયુ.
૮ ઘર સંસારમા થવા જોઈતા સુધારા વિષે ખૂબ ઉહાપોહ થયો
૯ કેળવણી અને સાહિત્યની વૃદ્ધિ થઈ

ટુંકામા લગભગ એકે એક વિષયની ચર્ચા થઈ હતી જોકે પ્રમાણમા કામ ઓછુ થયુ હતુ

—— • ——

## પ્રકરણ ૨ જુ.

### રક્ષકમત.

---

Western civilisation, however valuable as a factor in the process of mankind, should not supersede, much less be permitted to destroy, the vital elements of our civilisation.

—Sir Asutosh Mukerji

"મૂળતત્વ જનાર નથી નવો રંગ વધતો ઓછો ભળે, રૂપાતર પામતી સ્થિતિમા ધોરણ બધાય નહિ, માટે છે તેનુ રક્ષણ કરવુ ને રક્ષણ કરતા તેને સબળ કરવુ એજ દેશ જનતાને–દેશાભિમાનને–આર્યભિમાનને–ઇચ્છનારા આર્યપુત્રોનો ધર્મ છે. નિત્યેજ પણ અમારૂં; અમે અમારૂં ગૃહસ્થાશ્રમ સ્વરૂપ આદર્શ થયેલુ ને તેને બદલે નવું સ્વરૂપ જોવાને ઇચ્છતા નથી. યૂરોપની વિદ્યાનીતિને અમે માન આપીશુ, પણ પૂજીશું તો અમારીજ વિદ્યાનીતિને; કાળી બૈરીઓ સાબુ લગાડવાથી ને વસ્ત્રાલંકારથી ગોરી થનારી નથી, પણ તે બહારના કાળાપણામા અંદરનું ગોરાપણું દેખાડે તેવુ અમે ઇચ્છીએ છીએ."

"નર્મકવિતા" અને "નર્મગદ્ય" ના લખાણોથીજ કવિને ઓળખનાર આ શબ્દો નર્મદના હોય એમ માનેજ નહિ. પણ "સમય એજ રચે છ બલાબલ." કાળ જગવાને પુરુષસુ દેશાભિમાની કવિને ચિંતનશીલ ધર્મરક્ષક બનાવ્યા. આ ચમત્કાર વિષે થોડા

ઉલ્લેખ કવિજીવનમાં અગાઉ આવી ગયો છે એટલે અહિં તે વિષે ટુંકમાં જ લખીશું તો બસ થશે.

નર્મદાશંકરે સુધારાના કામમાં આગેવાની ભર્યો ભાગ લીધો હતો. તેમણે લોકાને સુધારાના કામમાં ઉશ્કેરતાં "યાહોમ કરીને પડો ફત્તેહ છે આગે" એવો જુસ્સાભર્યો બોધ આપ્યો હતો. તેજ કવિએ "રાજ્યરંગ" લખવા માટે જગતના જુદા જુદા

**સુધારા વિરૂદ્ધ પોકાર**

દેશોનો ઇતિહાસ વાંચ્યો ત્યારે તેમને પોતાના વિચારો ઉતાવળીયા અને ઉછાંછળા લાગ્યા. વળી તેમના બોધથી જ્યારે જુના મતના લોકાનાં મન ઘણાં ઉશ્કેરાઇ ગયાં હતાં, અને તેમની જીંદગી જોખમમાં આવી પડી હતી, ત્યારે ફક્ત પહેલવાન કરસનદાસ બાવોજ તેમના પક્ષમાં ઉભો રહ્યો હતો. આ પહેલવાન બાવાના બાહુબળની ખ્યાતિ તે સમયે સમસ્ત ગુજરાત તથા મુંબઇમાં ફેલાઇ હતી. જ્યારે નર્મદાશંકરની પડખે કરસનદાસ બાવાને જોયો ત્યારે જુના પક્ષના શેઠીઆઓએ રોકેલા પુરભીઆઓ ડરી ગયા, અને કવિની સામે તે આંગળી પણ ચીંધી શક્યા નહીં. પણ આ બનાવથી કવિનો સુધારાપક્ષ પરનો વિશ્વાસ ઉડી ગયો. ધીરે ધીરે કવિના વિચારો ફરવા લાગ્યા, અને ૧૮૮૦ થી તેમણે નવીન સ્થપાયેલ અઠવાડિક પત્ર "ગુજરાતી"માં "સુધારો પડી ભાંગ્યો" "સુધારો ટેં ટેં કરે છે વગેરે વિચારપૂર્ણ લેખો લખવા માડયા. "ભો આર્ય" જેવા ઉછળતી શૈલીમાં લખાયેલ લેખોએ લોકામાં ભારે સંક્ષોભ ઉભો કર્યો. કવિના આ ફેરફારના વિચારોનો સંગ્રહ કરી "ધર્મ વિચાર" એ નામનો ગ્રંથ બહાર પાડવામાં આવ્યો છે. તેને મણિલાલ નભુભાઇ વગેરે ભારે માન આપતા.

સુધારાની પ્રવૃત્તિ તથા ભવિષ્ય વિષે ઉપસંહાર કરતાં કવિએ આ પુસ્તકમાં લખ્યું છે, "સુધારાએ ઘણાકનાં મન દોદરાં કીધાં ને કેટલાકને ફેટાડયાં. પણ હવે તે પોતે જ દોદરો થયો છે ને ફાટી

આખે જુએ છે તેણે બુદ્ધિચાંચલ્ય, પૃચ્છાશક્તિ, સાહસવૃત્તિ દેખાડ્યા છે, પોતાના નિમિત્ત અર્થવિદ્યા કેટલીક લખવી છે વળી તેના કર્મમાંથી કેટલુંક સાર રૂપ લેવા જેવું છે–ટુંકામાં તેને પોતાને તો લાભ ન થયો પણ તેના સત્વનો જો ઘટતો ઉપયોગ થાય તો ખરે મોટો લાભ થાય મંડળને માટે, હવે ગુજરાતી સુધારાએ પોતાને જુદો ન કહેવાડતા મહામંડળમાં મળી જવું, સ્વધર્મ ઉપર ભક્તિ વધારવી ને સત્ય સંતોષ મર્યાદાએ ઉદ્યોગ કરવા ભુલ્યા ત્યાંથી ફરી ગણો, માડો પડયા ઘરથી, ઉદ્યમે છે સિદ્ધિ હારે તેને હરિભજો, નીતિએ નારાયણ વસે સત્યે લક્ષ્મી સંપે જપ પાપે ક્ષય ને ધર્મે જય ”

સ્વ મનસુખરામ તો પ્રથમીજ કાર્ઇક આવા મતના હતા કવિ નર્મદાશંકરે કહેલું કે ગુજરાતમાં મારી પાછળ રક્ષકમતનો સાક્ષર મથન કરશે તેવા સાક્ષર મણિલાલ નભુભાઇ થયા દલપતરામ અને નર્મદાશંકર પછીના યુગમાં થયેલ મહાન ગુજરાતી વિદ્વાનો મણિલાલ અને ગોવર્ધનરામ બન્ને સંરક્ષક મતના હતા સુધારક ” શબ્દ નો જો આપણે સંકુચિત અર્થ કરીએ તો તે શબ્દ આ બન્ને ગૃહસ્થોને લાગુ પાડી શકાય નહી પણ તેને બ્હોળા અર્થમાં લઇએ તો આ બન્નેને ‘ સુધારક નું નામ આપી શકાય

તે વખત સુધારાની વિરૂદ્ધ લડત ચલાવનારાઓની નોંધ ‘ સુબોધ ચિંતામણી ’ ના કર્તા વલ્લભરામ પોપટભાઇએ મહીપતરામના મૃત્યુ વિષેની કવિતામાં ‘બુદ્ધિપ્રકાશ’માં લીધી છે

નર્મદ, મનસુખ, મણિ ગટુલાલ, ગુજરાતી,
ગોવર્ધન વળી ગુપ્ત લડે, થઇ રક્ષક સાથી
તેથી સુધારો થયો, જરા જખમી મુંબઇમાં,
રક્ષક મત બળવાન, ઘુમ્યો નડીયાદ સુરતમાં [૧]

૧ બુદ્ધિપ્રકાશ, પુસ્તક ૩૮, અંક ૮, પાનું ૧૯૯

નર્મદાશંકરના સુધારા વિરૂદ્ધના લખાણોની સામે યુદ્ધ કરવા માટે ગુજરાતીના અધિપતિએ નવલરામને નિમંત્રણ આપ્યું અને તેમણે તે સ્વીકાર્યું તે માટે ' સુધારાનું ઇતિહાસરૂપ વિવેચન " નામનો અતિશય વિચારણીય લેખ તેમણે પ્રૌઢ શૈલીમા શરૂ કર્યો, પણ તે પૂર્ણ થઇ છપાય ત્યા સુધી નવલરામ જીવ્યા નહી આ અપૂર્ણ લેખ નવલ ગ્રંથાવલીના પહેલા ભાગમા ( શાળોપયોગી આવૃત્તિ ) મૂકવામા આવ્યો છે તેને માટે કરી રાખેલ ટિપ્પણમા નવલરામે લખ્યું છે — ' ધુળેટીના દહાડે ઘેરમા એકઠા થઇ ફરનાર ભાડ બોલવાનો પક્ષકાર કરનાર નવા B A સુધીના માસ્તરો નિકળ્યા છે સુધારાનો મંદ મંદ પણ સતત પ્રવાહ ચાલ્યો જાય છે પણ તે દેશકાળને પ્રતાપે સુધારાવાળાના જોરથી નહી ' સુધારાનું બળ નરમ પડયું તેનું કારણ દુનિયાથી અજ્ઞાન દેશી વિદ્યાથી અજાણ્યા અને અભિમાનની મૂર્તિ જેવા જુવાનીયાઓ તેમા દાખલ થયા અને તેમણે ધર્મખંડન મદ્યપાન વગેરે કરી સુધારાની આબરૂ ખોઇ તે છે એમ નવલરામ માને છે તેના બે ફટાઓ નવલરામે દર્શાવ્યા છે

૨ અમદાવાદી ટાહેલા ખોર નીત ખરી પણ ડોળ પણ ખરો ગુજરાતી માઇ ભણેના પણ કુવાના દેડકા hallooing જેવા

' સુરતી ભરૂચી સ્વચ્છંદી નીતનો બંધ કે લાજ નહિ સાધારણ અંગ્રેજી ભણેલા રસ હીન પ્રેમ જ ઇર્ષ્યાખોર પત રાખી વ્યભિચાર ઝાકટાપણું પારાની વિચિત્રતા '

ગુજરાતમા આર્યત્વનું અભિમાન જાગૃત થયું અને જુના પક્ષીનો ઝંડો વાગવા માંડયો તે આખા ભાતરફના બદલાતા વાતાવરણનું પરિણામ હતું પરમ સાધુ રામકૃષ્ણ પરમહંસે મેક્સ મૂલર જેવા વિદ્વાન યુરોપિયનને પણ પોતાની સાધુતાથી મુગ્ધ કર્યો અને જમાનામા પસરતા પાશ્ચાત્ય જડવાદની સામે પ્રચંડ જંગ ઉઠ્યું

૨ નવલગ્રંથાવલી—નવલ જીવન પાનું ૧૫

કર્યું. ૧૮૭૫ માં રશીઅન સન્નારી મૅડમ બ્લેવેટ્સ્કી તથા અમેરિકાના ગૃહસ્થ કર્નલ ઑલ્કોટે મદ્રાસમાં અડ્યાર મુકામે થીઓસોફીકલ સોસાયટી સ્થાપી, અને આપણા પૂર્વજોમે માટે આપણા કેળવાયેલ વર્ગના મનમાં અભિમાન ઉત્પન્ન કરાવવાની પ્રવૃત્તિ આદરી. વળી ચીકાગોની સર્વધર્મ પરિષદમાં સ્વામી વિવેકાનંદે મેળવેલ માન તથા અમેરિકા અને યુરોપમાં ભાષણો કરી તેમણે જમાવેલ પ્રતિષ્ઠા તથા મેળવેલ શિષ્યોથી હિંદુઓના મન પર સ્વધર્મ સંબંધી ઘણી પ્રબલ અસર થઇ.

સુધારાની પ્રવૃત્તિને ધક્કો પહોંચાડનાર એક બીજું કારણ રાજકીય જાગૃતિ હતું. ન્યાયમૂર્તિ કાશીનાથ ત્ર્યંબક તેલંગે મુંબઇમાં એક ભાષણ કરી એમ મત દર્શાવ્યો કે ' સંસાર સુધારાની પ્રવૃત્તિ કરતા હાલમાં આપણા દેશને રાજકીય પ્રવૃત્તિની વધારે જરૂર છે." રાજકીય સુધારાને પહેલો હાથ ધરવાના પક્ષમાં એને Line of least resistance એમ નામ આપ્યું હતું. આ, દેશમાં પ્રસંગી રહેલ સામાન્ય વિચારનો, પડઘો જ હતો. લોર્ડ લીટનની સરકારે લોકો પર એક પછી એક અન્યાયો કરી પ્રજામાં રાજકીય અસંતોષનું બીજારોપણ કર્યું. લીટનની પછી " પ્રાતઃ-સ્મરણીય " રીપન હિંદુસ્તાનના વાઇસરોય તરીકે આવ્યા અને તેણે સ્થાનિક સ્વરાજ્ય આપીને તથા બીજા અનેક લોકહિતના કામ કરીને હિંદના લોકોના હૃદય જીતી લીધા તો પણ તેના સમયમાં ફોજદારી કાયદામાંથી કાળાગોરાનો ભેદ કાઢી નાખવા માટે ધારાસભામાં રજુ કરવામાં આવેલું ઇલ્બર્ટ બીલ એંગ્લો ઇન્ડિયનોના વિરોધને લીધે પસાર થઇ શક્યું નહીં, તેથી પ્રજાનો અસંતોષ વધ્યો. ૧૮૮૫ માં એલન ઓક્ટેવિયન હ્યુમ, વીલીયમ વેડર્બર્ન વગેરે અંગ્રેજો તથા દાદાભાઇ નવરોજી, બદ્રુદ્દીન તૈયબજી, વોમેશચંદ્ર બોનર્જી વગેરે હિંદી ગૃહસ્થોએ મળી " હિંદી રાષ્ટ્રીય મહાસભા " ( Indian National Congress)ની સ્થાપના કરી. તેમાં થતાં વર્ષોવર્ષનાં ભાષણોથી ભારતીય પ્રજા જાગી

ઉઠી, અને પોતાના હક્કો માગવા માટે તત્પર થઇ સમાજસુધારો અને રાજકીય સુધારો બન્નેની દેશને જરૂર છે એમ ઘણાખરા આગેવાનો માનતા હતા તેથી રાષ્ટ્રીય મહાસભાની સાથેજ દર વર્ષે હિંદી સંસારસુધારાસમાજની બેઠક થતી પણ પુનાની મહાસભા વખતે સ્વ લોકમાન્ય તીલક તથા તેમના જુના મતના સાથીઓએ મહાસભાનો મંડપ સંસાર–સુધારા–સમાજ માટે વાપરવા દેવાની ના કહી આ પ્રમાણે સંસાર–સુધારો રાજકીય સુધારાનો વિરોધક છે, એવી માન્યતા રાખનાર વર્ગનું અસ્તિત્વ બહાર આવ્યું [૩]

કેટલાક જુવાનીઆઓ સુધારાનું રહસ્ય સમજ્યા વિના માત્ર પરદેશીઓની વાનરશાહી નકલ કરવામાંજ કૃતકૃત્યતા માનતા હતા, તેઓને સુધારકોના નમૂનારૂપ ગણી કેટલાક લેખકો આ સમયે સુધારાની ટીકા કરવા લાગ્યા એક જણે લખ્યુ

સતો સુધારે શું કર્યું, કરી જોજો વિચાર રે
માડી દશા થાય દેશની ક્યાં કરીએ પોકારરે
ધર્મ ગયા છે દોન વામનો રે, વળી કર્મોની ગણુ રે
શર્મ રહી નથી આંખની મર્મ પહોંચ્યો સમાણુ રે [૪]

ત્યારે બીજાએ ગાયુ—

સુધરો જવાના સાધનોમા મુખ્ય વસ્તુ આટલી
ઘડીયાળ ચશ્મા ફુલાવ ટોપી છડી છત્રીને એક બાટલી,
સ્ટોકીંગ ચડાવી દાટ સાથે ખાતનામા ખાંડી
પ્રમાદ વખતે પ્રેમથી એક હાથે આમળ પાલ્લી [૫]

---

૩ નર્મદે પણ આવોજ અભિપ્રાય દર્શાવેલો—

'તીસ વર્ષનો અનુભવ કહે છે કે સુધારાનું દેશાભિમાન તે સ્વદેશી ધર્મ–નીતિ–રીતિ વિષે દેશી સમજણનું બહુ કાચું જે ઉત્તમ પ્રકારનું અભિમાન તેને નીદી નિર્મૂળ કરવાને મથન કરે છે.

—ધર્મ વિચાર

૪ કેશવ કૃતિ, કર્તા કેશવલાલ હરિરામ ભટ્ટ

૫ જમાનાપલટીલી–કર્તા સ્વ. પુ જમાનાએ કસબમાં (સીતાકુંઠ ગરબાવલી)

આવું આવું લખનારામાના કેટલાક તો દેશહિત દૃષ્ટિયે હોવાથી જુવાનીઆઓએ કરેલી માઠી દશા માટે ખરેખરેજ ખરખરો કરતા હતા; પણ મોટા ભાગના માણસો તો આવું આવું લખી પોતાના નિંદા કરવાના સ્વભાવનું, ઇર્ષ્યાનું અને મિથ્યાભિમાનનુંજ પ્રદર્શન કરતા હતા. પારકી નિંદા અને પોતાના વખાણ સાંભળવા સૌને ગમે છે. તે પ્રમાણે આવા લેખો પ્રજામાં હોંસે હોંસે વંચાવા લાગ્યા. તેથી કહેવાતા સુધારકોની નિંદા કરનારા અનેક નાટકો, નવલકથાઓ અને કાવ્યો લખાવા લાગ્યાં. "ગુજરાતી" જે શરૂઆતથીજ સુધારાનું વિરોધી હતું તેણે સુધારકોની આવી નિંદા કરનારી કેટલીક ચાલુ વાર્તાઓ આપી હતી, અને પાછળથી તે પુસ્તકાકારે બહાર પાડી છે.[૬]

સુધારાની હિલચાલની જેવી જોઇએ તેવી અસર પ્રજા પર ન થઇ તેના કારણોમા ઐતિહાસિક પદ્ધતિની ખામી એ એક મુખ્ય કારણ છે. જે પ્રાચીન રીતરિવાજો વિષે સુધારકો ટીકા કરતા હતા તે વિષે તેમને બહુજ ઓછુ જ્ઞાન હતુ. પ્રજાના કયા રિવાજો ખરાબ છે અને તેમા કેવા કેવા સુધારા કરવા જોઇએ તે વિષે તેઓને ઠીક ખ્યાલ હતો. પણ પ્રજાના રોગની ઉત્પત્તિ શાથી થઈ તેની માહિતી તેમને ન હતી. અને તે મેળવવાની ઇચ્છા પણ તેમનામા ભાગ્યેજ દેખાઇ છે બાળલગ્ન, વૃદ્ધવિવાહ, ફરજીઆત વૈધવ્ય વગેરે કુરિવાજોની ઉત્પત્તિ શાથી થઇ તે વિષે શોધખોળ કરવાની ખાસ જરૂર છે જ્યાસુધી ઐતિહાસિક દૃષ્ટિથી આપણી આખી સમાજનો અભ્યાસ કરવામાં ન આવે ત્યાં સુધી

૬ આજકાલનો સુધારો કે રમણીય ભયકરતા ?
વીલાયતની વિલાસમા ફેશન બાઈ ખવાસ.
નવો જમાનો અમૃત કે ઝેર ?
એમ. એ. બનાકે ક્યું મેરી મીટ્ટી ખરાબકી ?

તેમા કરવા જોઈતા સુધારા વિષે અથવા આવશ્યક અને ગ્રાહ્ય ઉપાયો વિષે ચોક્કસ રીતે કહી શકાય નહિ આપણી સમાજ એ હજારો વર્ષોની પેદાશ છે. અને તેમા અનેક સારા તથા નરસા તત્વો સજ્જડ થુ થઈને રહેલા છે તે સદગુણોને સાચવીને ખરાબ અંગોને દૂર કરવા માટે ઉત્સાહના જેટલીજ મહાનુભૂતિની જરૂર છે સુધારકોમા ઉત્સાહના પ્રમાણમા વિચારની ઉંડાઇ ન હતી તેનુ એક સાદુ દૃષ્ટાન્ત આપીશ હોપવાચનમાળાના રચનારાઓમા ઘણાખરા સુધારકો હતા છતા મહીપતરામ દલપતરામ અને દુર્ગારામ મહેતાજીના હાથે રચાયેલા આ પાઠ્ય પુસ્તકોમા સુધારાના વિરોધી કાવ્યો દાખલ કરવામા આવ્યા છે " મ મી મોની મુમયથી પ્યારા મરવા પામ, ' વાડામાથી પાડુ એક છુટુ થઈને નાઠુ છેક " અને ' એક 'અડપનો છોકરો જીવો જેનુ નામ, ' એ ત્રણ કાવ્યો કહે છે કે જેઓ સ્વતંત્ર થવા ઈચ્છે છે તે નાશને માર્ગે જાય છે મા ણીનુ વચ્ચુ નાનુ કહ્યુ ન માની ઉડયુ તો ઉના પાણીના દેગડામા પડી બળી મુવુ, વાડામાથી નાઠેલુ પાડુ વાઘના મ્હોમા પડી નાશ પામ્યુ, અને ડોસાના ખૂબ ખાડાળા ચશ્મા નાકે ચઢાવી તપખીરની દાબડી જોવા જેવી જગ્યાએ જીવાભાઈ ! તૃપ્ત કરવા જતા જીવાનો ખરાબી થઈ આવી આવી કવિતાઓ શીખેલા બાળકો નાનપણના જ ઘનો કઈ રીતે તોડવાના હતા ? અને સમાજસુધારાના માર્ગમા નિડરપણે શી રીતે ઘુમનાના હતા ?

અને ૧૮૫૦ પછીથી ગુજરાતમા સુધારાની પ્રવૃત્તિ બે માર્ગે ચાલી જુની પદ્ધતિ પ્રમાણેના આગળ ગણાવે સુધારાના એ માર્ગો સુધારકોમાની કેટલાકની ઉત્તરાવસ્થાનુ માર્ગ આ સમય દરમ્યાન થયુ છે તે સિવાય આ વર્ગમા ગણાવવા લાયક નામો નારાયણ ઉપિયાશંકર, હરગોવિંદદાસ કાંટાવાળા રમણભાઈ અને નરસિંહરાવના છે મગરૂ

-સુધારા પક્ષમાં ગણાવવા લાયક નામો મણિલાલ નભુભાઇ, ગોવર્ધનરામ ત્રિપાઠી અને અંબાલાલ સાકરલાલનાં છે. આ ગૃહસ્થોએ કરેલાં કાર્યો સિવાય આ સમય દરમ્યાન અનેક સસ્થાઓ અને પત્રો મારફત સુધારાનું કાર્ય ચાલુ રહ્યું હતું. તેમાં અમદાવાદની સંસારસુધારા સમાજ, બંધુ સમાજ, તથા વનિતા વિશ્રામ અને મુંબઇનાં ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ, ભગિની સમાજ, વનિતા વિશ્રામ અને સેવાસદન ખાસ ગણાવવા યોગ્ય છે. આ સમય દરમ્યાન સમતિવયનો કાયદો, રૂખમાબાઈ કેસ, આર્યનવ્યધરહુડ અને વર્ણાંતર લગ્ન માટે સરકારી ધારાસભામા રજુ થયેલા ખરડાઓ એ મુખ્ય બનાવો બન્યા છે. નામદાર ગાયકવાડની સરકારે બાળલગ્ન નિષેધ, કન્યા કેળવણીનો ફેલાવો, અસ્પૃશ્યતા નિવારણ અને ફરજીયાત કેળવણીના વિષયમા પ્રશંસનીય પ્રયત્નો કર્યા છે. તે સિવાય ખાસ નોંધ લેવા લાયક વાત એ છે કે જુદી જુદી જ્ઞાતિઓએ પોતપોતાના મંમેલનો ભરી કન્યાવિક્રય, બાળલગ્ન વૃદ્ધ લગ્ન, નાતવરાનાં વધારે પડતા ખર્ચ વગેરે અનાચરો બંધ કરવાના અને કેળવણી ફેલાવવાના ઠરાવો કર્યા; એટલુંજ નહી પણ તે ઠરાવોનો અમલ કરવા માટે પણ બનતા પ્રયત્ન કર્યા.

**સુધારાની પદ્ધતિઓ** મણિલાલ નભુભાઇ, અંબાલાલ સાકરલાલ વગેરે ગૃહસ્થોને સમાર સુધારાના ઘણા અંશે હિમાયતીઓ ગણી શકાય. તેમના અને જુનઃ મતના સુધારકો વચ્ચે, કરવાના સુધારાઓ કરતાં વધારે મોટો વાંધો પદ્ધતિ સંબંધીનો છે. સુધારાની પદ્ધતિ સંબંધી મતભેદ હોવા છતા આ મર્દને સુધારકોએ પોતાના મંડળનાજ ગણવા જોઇએ. પણ દુર્ભાગ્યે ભૂતકાળમા મોટેભાગે આમ માનવામાં આવ્યું નથી. બાળલગ્ન નિષેધ, કન્યા કેળવણી તથા સ્ત્રીઓની ઉન્નતિ, જ્ઞાતિવરા ઓછા કરવા, પરદેશ ગમનની છૂટ વગેરે સુધારાનાં કાર્યો

method for a third, and the legislative method may be the final solution of a fourth reform. There may be all these different lines not parallel but tapering towards one point in the end; but till they meet we must work together separately."

"હિન્દુસ્તાનમાં સુધારાના પ્રયાસ જે રીતિઓથી થાય છે તેમાંની એક તે બંડની પદ્ધતિ છે, તેમા આપણે ધર્મને આધારે રચેલી નવી સંસ્થામાં જઇ બેસીએ છીએ, અને તે પાયા ઉપર સમાજની નવી ઘટના યોજવામા આવે છે સુધારો દાખલ કરવાની એક બીજી રીત એ છે કે સુધારા માટે નાતના અધાગણોનો ઉપયોગ કરવો ત્રીજી પદ્ધતિ એ છે કે ધર્મના આચાર્યો પાસે જવું અને તેઓ ઉદાર હેતુથી પ્રોત્સાહિત થઇ દેશમા સર્વત્ર ફરે તથા આપણને શુદ્ધ કરે અને તે સાથે પોતાને પણ શુદ્ધ કરે એવો પ્રયત્ન કરવો. ચોથી પદ્ધતિ એ છે કે સુધારાના અમુક કાર્યો માટે લોકો પાસે પ્રતિજ્ઞાઓ લેવડાવવી પાચમી રીત તે કાયદાની મદદ લેવાની છે અને તે સૌથી ઓછી પસંદ કરવા યોગ્ય છે. પણ, આ પદ્ધતિઓમાની કોઇ પણ પદ્ધતિએ સુધારાનો પ્રયાસ કરવો હોય તો આપણે સર્વએ સાથે મળી કામ કરવાની આવશ્યકતા છે. આપણે ઓછામા ઓછું વર્ષમા એકવાર મળવું જોઇએ કે એક બીજાના અનુભવનો બને તેટલો લાભ લઇએ અને એક બીજાને મદદ કરીએ અને સમભાવ દર્શાવીએ. પરિષદમા આવી આપણે એકઠા થઇએ છીએ તેનું આ કારણ છે. અમુક સુધારાના માટે બંડની પદ્ધતિ સૌથી વધારે યોગ્ય હોય, અમુક સુધારા માટે પરંપરાથી ચાલતી આવેલી સંસ્થાનો ઉપયોગ કરવાની પદ્ધતિ સૌથી વધારે યોગ્ય હોય, અમુક સુધારા માટે કાયદાની પદ્ધતિ એજ છેવટનો ઉપાય હોય. એમ જુદા જુદા સુધારા માટે જુદી જુદી પદ્ધતિઓ અનુકૂલ હોઈ શકે છે. એમ બને

કે બધી પદ્ધતિઓ હંમેશ અક્ષર રહે એવી સમાન્તર લીટીઓ સરખી નથી, પણ આખરે એક બિંદુએ આવી મળે એવી અર્ધ. નિકળતી આકૃતિમાં આવેલી છે; પણ તે એકઠી આવી મળે ત્યાંસુધી દરેક પદ્ધતિ પ્રમાણે જુદું કાર્ય એક સાથે કરવું જોઇએ." [જ્ઞાન સુધા ૧૯૦૮ ]

સ્વ. રાનડેએ ઉપર ગણાવેલી પાંચ પદ્ધતિઓમાંથી અંડની પદ્ધતિનો ઉપયોગ ગુજરાતમાં કરવામાં આવ્યોજ નથી એમ કહેવું જોઇએ. બંગાળામાં બ્રાહ્મસમાજની સ્થાપના ધાર્મિક અને સામાજીક સુધારા માટે કરવામાં આવી હતી, અને તેનું શુભ પરિણામ તે પ્રાંતમાં આવ્યું છે. આપણે ત્યાં બ્રાહ્મસમાજના અનુકરણમાં પ્રાર્થના સમાજ સ્થાપવામાં આવી છે, પણ તે માત્ર ધાર્મિક સંસ્થા તરીકેજ કામ કરે છે. જેવી રીતે સ્વામીનારાયણ જેવા સંપ્રદાયને માનનાર માણસ નાત જાતના બંધનો પાળી શકે છે, તેજ પ્રમાણે પ્રાર્થના-સમાજના સંબંધમાં પણ આપણે ત્યાં બન્યું છે. છતાં પ્રાર્થના-સમાજે સમાજ સુધારાની ભાવનાઓ પ્રકટાવી છે એ સત્યનો અહિં સ્વીકાર કરવો જોઇએ. સ્ત્રી સન્માન, સ્ત્રી કેળવણી, અંત્યજોદ્ધાર વગેરે હિલચાલોને પ્રાર્થના સમાજે અપનાવી લીધી છે અને આ રીતે સમાજસુધારાના કામમા તેણે અગત્યનો ફાળો આપ્યો છે.

સ્વ. રાનડેએ ગણાવેલી બીજી પદ્ધતિઓમાંથી જ્ઞાતિ મારફત સુધારા કરવાની રીતનો ગુજરાતમાં સારી રીતે ઉપયોગ થયો છે. આપણે ત્યાં સંરક્ષક અને ઉચ્છેદક એવા સુધારાના બે માર્ગો ગણાય છે તેમાં આ જ્ઞાતિ જાળવીને અને જ્ઞાતિ મારફત સુધારો કરવાની રીતને સંરક્ષક મતની રીત કહી શકાય. ઉચ્છેદક માર્ગવાળાઓએ સરકારની મદદ લેવાની પદ્ધતિ જુના વખતથી સ્વીકારી છે. સતી થવાની બંધી, વિધવા પુનર્લગ્નનો કાયદેસર સ્વીકાર અને "એજ ઓફ કન્સેન્ટ બીલ" વખતે આ પદ્ધતિનો ઉપયોગ કરવામાં આવ્યો હતો.

જ્ઞાતિ મારફત સુધારા કરનારાઓ આચાર્યોની મદદ વારંવાર સ્વીકારે છે. ત્યારે પ્રતિજ્ઞાનો ઉપયોગ તો રક્ષક અને ઉચ્છેદક બન્ને પ્રકારના સુધારકો કરે છે

એટલે રક્ષક અને છેદક એવા આપણા પ્રાતમા સુધારાના જે બે ભેદ પડયા તેમા આ પાચે પદ્ધતિઓનો સમાવેશ થાય છે આપણા છેદક સુધારકો પોતાના અભિપ્રાયોને આચારમા ઉતારવા તત્પર હતા પણ પ્રતિકુલ સયોગોને લીધે તે તેમ કરી શકયા નહિ ખરા સુધાર-કોની સખ્યા બહુ નાની હતી એટલે ગમે તેટલો જુસ્સો છતા તે જુદી સમાજ સ્થાપી શક્યા નહિ. આપણામા શરૂઆતમા " ધીમે ધીમે સુધારાનો સાર " અને " ધા ઠોમ કરીને પડો " એવા જે ભેદો હતા તેમા પદ્ધતિ સબધે ભેદ ન હતો, પણ માત્ર ગતિ વિષે જ મતભેદ હતો. પણ રક્ષક અને છેદક એવા જે તફાવતો પડ્યા તેમા મૌલિક ભેદ હતો. હિદુ સમાજના સદશો, હિદુધર્મની ઉન્નત ભાવનાઓ એ સર્વ જાળવીને સુધારો થવો જોઇએ એવો સરક્ષક મતનો અભિપ્રાય હતો કયા અશોને સારા ગણવા એ વિષે સરક્ષકોમા પણ મતભેદ દેખાય છે કોઈ જ્ઞાતિવ્યવસ્થાને સારી માને છે, કોઇ ચાર જ વર્ણ રાખવાની હિમાયત કરે છે, કોઈ રોટી વ્યવહાર ત્યા કન્યા વ્યવહારની હિમાયત કરે છે વગેરે, છતા રક્ષક અને છેદક મતનો તફાવત સ્પષ્ટ છે છેદકો હિદુ સમાજને સુધારવા માગે છે, અને તે માટે તેના ગમે તેટલા પ્રાચીન અશોનો નાશ કરવો પડે તેની તેમને પરવા નથી રક્ષકો પ્રાચીન અશો જાળવીને થઇ શકે તેટલોજ અને તેવોજ સુધારો કરવા માગે છે[૭]

---

૭ " આપણો સસાર એટલો- સુધારો માને છે કે જે જે ભાવનાઓ અત્યારે પથ, સપ્રદાય, ધર્મ, નાત, જાત, કર્મ ક્રિયા, ઇત્યાદિમા રહેલી છે. તેમને તેમના પૂર્વના શુદ્ધ સ્વરૂપ ઉપર લાવવી. એમાજ આપણુ અને સર્વેનુ કલ્યાણ છે." મણિલાલ.

છતાં અહિં એક અગત્યની બાબતનું ફરીથી સ્પષ્ટીકરણ થવું જોઇએ. છેદકો પણ આચારમાં તો ઓછુંજ ઉતારી શકયા છે. એટલે એમ કહી શકાય કે રક્ષકો આચરી શકાય એટલુંજ બોલવા અને વિચારવા માગે છે; ત્યારે છેદકો કહે છે કે વચન અને વિચારમાં પણ શા માટે દારિદ્ય રાખવું? ધારો કે આપણે હાલ આદર્શને પહોંચી ન શકીએ તો પણ શા માટે આદર્શો ઉન્નત ન રાખવા? આદર્શો મહાન હશે તો કોઇ કાળે કોઇને કોઇ તેને પહોંચશે. અને તેમની આ ભાવના કેટલેક અંશે સિદ્ધ થતી હાલ દેખાય છે. વર્ણાન્તર લગ્નો અને વિધવા વિવાહની ગુજરાતમાં હાલ જે કાંઇક છત દેખાય છે ને આ છેદક મતના સુધારકોના ઉપદેશને ઘણે અંશે આભારી છે.

હવે પછીના સુધારાનો વિચાર સુધારાની આ બે પદ્ધતિઓ લક્ષમાં રાખીને કરીશું.

જ્ઞાતિ મારફ સુધારો કરવો એ પણ અમુક સંયોગોમાં ઇષ્ટ છે એમ. સ્વ. રાનડેના શબ્દો પાછળ દર્શાવ્યા

**જ્ઞાતિ મારફત સુધારો** છે. જ્ઞાતિના લોપની જરૂર નથી પણ તેમાં સુધારો થવાનીજ ફકત જરૂર છે, એમ માનનારા અનેક શિક્ષિત જનો ગુજરાતમાં છે. રા. આનંદશંકર ધ્રુવ લખે છે "સર્વ અલંકાર વસ્તુતઃ સોનુંજ છે, સર્વ જ્ઞાતિ વસ્તુતઃ મનુષ્ય આત્માજ છે, એ સમજણ ખરી; પણ રાષ્ટ્રીય ભાવનાની ભઠ્ઠીમાં સર્વ ભેદોને ઓગાળી નાખવા એતો મને vandalism લાગે છે...... અર્થાત ઉચ્છેદ પદ્ધતિએ પણ આપણા કાર્યમાં ઇષ્ટ પદ્ધતિ નથી. ખરૂં કર્તવ્ય જ્ઞાતિના લોપનું નહિ પણ તેને રાષ્ટ દેવીને ચરણે ચડાવવાનું છે."[૯] આ મતને ઘણા દેશી, વિદેશી વિદ્વાનોનો ટેકો છે.

૯. વસન્ત. વર્ષ ૫. અંક ૧ પાનું ૨.

સર હેન્રી કોટન જેવા હિંદુસ્તાનના પરમમિત્ર અંગ્રેજે લખ્યું છે,૯ કે જ્ઞાતિ વ્યવસ્થાએ ભૂતકાળમાં હિંદુધર્મની ઘણી સેવા બજાવી છે તેને મૂળથી ઉખેડી નાખવી એ અશક્ય છે અને તેમ કરવા જતાં ભયંકર પરિણામો આવશે કેટલાક આમ માનતા હોવાથી અને બીજા અનેક જુદાં જુદાં કારણોથી જ્ઞાતિમારફત સુધારો કરવાનો પ્રયાસ કર્યો આ પ્રકારની પ્રવૃત્તિ પણ ઘણી જરૂરની છે ઈ. સ. અંબાલાલ સાકરલાલે ઈ સ ૧૮૭૪ની જાહેર પ્રવૃત્તિઓનું સિંહાવલોકન કરતા કહ્યું હતું– વળી આગળ જતા આપણો ઉદય નક્કી થશે એમ માનવાનું એક કારણ એ લાગે છે કે હાલ કેટલીક નાતશાખાઓએ પોતાની નાતના કલ્યાણ માટે સભાઓ ઊભી કરી છે વડનગરાઓએ પોતાના માટે માડોદ્રા એ સાઠોદ્રા માટે ઉદિચ્યોએ ઉદિચ્ય માટે સભા કરી છે" ૧૦ આ પછી ઔદિચ્ય, બ્રહ્મક્ષત્રીય શ્રીમાળી વગેરે જ્ઞાતિઓએ સમેલનો ભરી તેમા કન્યા વિક્રય જ્ઞાતિવરા બાળલગ્ન વગેરે કુરિવાજો બંધ કરવાના અને કન્યા કેળવણી છોકરાઓની કેળવણી બોર્ડીંગ વગેરેને ઉત્તેજન આપવાના ઠરાવો કર્યા છે કચ્છી દશા ઓશવાળ મંડળે પોતાની જાતનું વસ્તી પત્રક બનાવ્યું અને મહાજને ઠરાવ કર્યો કે લગ્ન અને શ્રાદ્ધનું ખર્ચ કમી કરવું અને એ રીતે જે રકમ બચે તેનો ઉપયોગ કેળવણીના તથા તેવા બીજા ઉપયોગી કામોમાં કરવો આ જ્ઞાતિએ પોતાની કોમના ગરીબ વિદ્યાર્થીઓ માટે અંગ્રેજી શાળા પણ કાઢી હતી

સુરતની અનાવલા દેશાઈ સભાએ પણ સમાજ સુધારાના પ્રયાસો કર્યા છે

જુદી જુદી જ્ઞાતિ માટે માસિકો અને ત્રિમાસિકો ઘણા સમયથી નીકળવા માંડ્યા છે તેમાં સમાજ સુધારાની ચર્ચા થયા

૯ New India

૧૦ અંબાલાલ સાકરલાલના ભાષણો અને લેખો ભાગ ૩

શક્તિમતિ કરવામાં આવે છે. અને તેમનાં નામજ ગણાવવા બસ થશે....

ઔદિચ્ય, આદિત્ય પ્રકાશ, ઔદિચ્ય વર્તમાન (અઠવાડીક) મોઢમિત્ર (પાક્ષિક) મોઢ માર્તંડ, પ્રજાપતિ, બ્રહ્મક્ષત્રિય (ત્રિમાસીક,) શ્રીમાળી શુભેચ્છક, ક્ષત્રીય, ખડાયતા મિત્ર, ઉનેવાળ અભ્યુદય, વાયડા મિત્ર, વગેરે. જ્ઞાતિ મંડળો મારફત સુધારો કરવાનું કામ આપણી હાલની સ્થિતિમાં ઘણુ અનુકૂળ છે, તે સંબંધમાં ૧૯ની હિંદી સંસાર સુધારા સમાજના પ્રમુખ જ્વાલાપ્રસાદે પણ કહ્યું હતું:—

"જેઓ જ્ઞાતિના મંડળો દ્વારા સંસાર સુધારો કરવામાં નુકશાન માને છે, તેઓ ભુલ કરે છે. એ મંડળોને એના બળથી સંસાર સુધારાનું કાર્ય કરવા દેવું એ ઇષ્ટ છે."

મણિલાલઃ—(૧૮૫૮-૧૮૯૭) મણિલાલ નભુભાઈના સમયમાં સુધારાનો પ્રવાહ અટકી પડયો હતો અને તેની વિરૂદ્ધમાં સખ્ત લોક લાગણી હતી, તેનો કંઇક ખ્યાલ રા. બળવંતરાય ઠાકોરના નીચેના શબ્દો પરથી આવે છે. "કેળવણી અને જાગૃતિની પહેલી પેઢીમા સંસાર સુધારો જન્મ્યો, ત્યારે સુધારકોનું નામ ધારણ કરનારા વટલેલ આચાર વિચારના નીકળ્યા. તેમણે વ્યક્તિ સ્વાતંત્ર, વ્યક્તિ ન્યાય, વ્યક્તિ પ્રેમ, વ્યક્તિ સુખ અને વ્યક્તિ હક્કની ભાવનાઓનેજ જીવન સર્વસ્વ માની; મતાન્તર ક્ષમા તેમણે પોતાના આચાર વિચાર માટે માગી, પણ સામાવાળાઓને એવી ક્ષમા આપવાની ઉદારતા તેમનામાં માલુમ ન પડી; અને હિંદુ સ્ત્રી પુરૂષોની ધર્મની, પતિવ્રતાની, સુશીલતાની અને કુટુંબસેવાની લાગણીઓની તેમણે ગંભીર અવમાનના કરી. ધર્મિષ્ટ અને ઠરેલ સ્ત્રી પુરૂષો 'સુધારા'ના નામથીજ ભડકતાં થયાં. સુધારાના દુરાગ્રહની સામે સંરક્ષણનો દુરાગ્રહ ઉત્પન્ન થયો"[૧૧] આવા સમયે ધર્મ નીતિ અને ઇતિહાસના સનાતન પાયા

---

૧૧ નાતભાઇઓની એક બીજા પ્રત્યે ફરજો પા. ૧૯

ઉપર હિંદુ સમાજને સુધારવાનું કામ મણિલાલે ઉપાડયું આપણા જીવનના ધાર્મિક, આર્થિક, સામાજિક, અને રાજકીય દરેક પાસામા નવો પ્રકાશ ઝળકાવવાનું કાર્ય તેમણે આરંભ્યુ

મણિલાલનો જન્મ ૧૮૫૮ મા તેમના મોસાળમા થયો હતો. એમના પિતા વ્યાજ વટતરનો ધધો કરતા હતા ૧૮૭૬ મા નડીયાદ હાઈસ્કુલમાથી મેટ્રીકની પરીક્ષા પસાર કરી તે મુંબાઈની એલ્ફીન્સ્ટન કોલેજમા જોડાયા, અને ત્યાથી બી એ ની પરીક્ષા પસાર કરી કોલેજમા ફેલો તરીકે રહ્યા તે સમય દરમ્યાન તેમણે ઘણા પુસ્તકો વાચ્યા અને ભવિષ્યની ગ્રથકાર તરીકેની જીદગીનો પાયો નાખ્યો. કેટલોક સમય ભાવનગરની શામળદાસ કોલેજમા સસ્કૃતના અધ્યાપક તરીકે કામ કર્યા પછી ગળામાથી સ્પષ્ટ ઉચ્ચાર ન થઇ શકે તેવો સ્વરભગનો વ્યાધિ થવાથી તેમણે તે છોડી દઇ પોતાનો બધો સમય વાચવા લખવામા ગાળવા માડયો તેમણે અનેક ગ્રથો લખ્યા છે, તેમા મુખ્ય નીચે પ્રમાણે છે

ઉત્તરરામ ચરિત અને માલતી માધવ નાટકોના ભવભૂતિ ઉપરથી કરેલા ભાષાન્તર, કાન્તા ( નાટક ), લોર્ડ લીટનની નવલકથા ઝેનોનીનુ રૂપાતર ગુલાબસિહ, નારી પ્રતિષ્ઠા, સિદ્ધાન્તસાર, શ્રીમદ્ભગવદ્ગીતાનુ ભાષાન્તર, પ્રાણવિનિમય, Imitation of Sankar વગેરે

મણિલાલના જીવનની સર્વ પ્રવૃત્તિઓનો ઉદ્દેશ "અભેદાનુભવ" હતો તેથીજ તેમને ' અભેદમાર્ગ પ્રવાસી " એવુ નામ આપવામા આવે છે આ સર્વ પુસ્તકોનો હેતુ એજ માર્ગ પર પ્રકાશ પાડવાનો છે

મણિલાલના સુધારક તરીકેના જીવનને સારામા સારી રીત ન્યાય આપવાનો પ્રયત્ન આચાર્ય આનદશકરભાઇએ કર્યો છે ૧૨ જેનો સાર નીચે પ્રમાણે છે

---

૧૨ જુઓ ગુર્જર સાક્ષર જયતિઓ

. . જો કે મણિલાલ સુધારાવાળાઓના દોષોને લઈને આપણા જનસમાજમાં ઉત્પન્ન થયેલાં ખોટાં પરિણામોની નિંદા કરે છે, તો પણ મૂળ સુધારકોના નાયકો—કવિ નર્મદાશંકર, કરસનદાસ, મહીપતરામ—માટે તેમને સંપૂર્ણ માન હતું, તે નીચેના અવતરણે પરથી સ્પષ્ટ દેખાય છે.

" રંગ છે, કવિ ! ધીરજ એનું જ નામ, કહ્યું પણ એનું જ નામ કે વિલાયતથી આવી ન્યાતિ બહાર થયેલા રા. સા. મહીપતરામ સાથે પણ ભોજન કરી પોતાનો સિદ્ધાન્ત ખરો કરી બતાવ્યો. પોતાના આશ્રયમાં આવી રહેલી વિધવાઓને પોતે જ સંગ્રહી પોતાને માથે મોટો દાવાનલ ખેંચી લેતાં પણ આંચકો ન ખાધો ! ધન્ય છે રા. કરસનદાસને પણ કે વિલાયત જવા હામ કરી, અને ધન્યવાદ હો એ સર્વ મંડળીને કે તેને તથા કવિને અતુલ સહાય કરવામાં બાકી ન રાખી ! મુંબઈમાં ' બુદ્ધિવર્ધક સભા ' પણ ગર્જન કરવા લાગી અને તેની વિદ્વત્તાથી, શૌર્યથી, એકાગ્ર બુદ્ધિથી આનંદ પામી સુરત ગોકુલજી ઝાલા જેવા જુ. આસ્તિક ગૃહસ્થો પણ રંજીત થયા, અને રા. રા. મનઃસુખરામભાઈ જેવા તથા રા. પ્રાણલાલ મથુરાદાસ જેવા ગૃહસ્થોને પણ તેજ સ્થળેથી પસંદ કરી પોતાના સહવાસ માટે રાખતા ગયા. આખરે આ મંડળે લોકો ઉપર એટલી તો અસર તાદૃશ રીતિએ જોઈ કે તેમણે વૈષ્ણવ સંપ્રદાયના રૂઢ અને ઘણા કાલથી સ્થિર થયેલા દુષ્ટ પ્રચાર ઉપર ઝપાટો ચલાવવાનો ઠરાવ કર્યો.[૧૩]

" કવિ નર્મદાશંકર, રા. કરસનદાસ, રા. સા. મહીપતરામ ઇત્યાદિ સુધારકોને માટે મને સંપૂર્ણ માન છે, તેમણે અવિવેક અથવા બગાડો કર્યો એમ હું માનતો નથી, ઉલટો તે ગૃહસ્થોએ જેવું જાણ્યું અને માન્યું તેવું કરી બતાવ્યું એમાં તેમની ઘણી

૧૩ સુદર્શન ગદ્યાવલી.

સ્તુતિપાત્ર મહત્તા હુ સમજ છુ તેમને નિષ્ફળ થવાનું કારણ હું એમ માનું છુ કે તેમના આગળ પુરતાં સાહિત્ય નહિ, પ્રાચીન સ્થિતિરીતિની તેમને પુરે પુરી માહિતી નહિ, અને નવી વાતોના પ્રત્યક્ષ લાભ તેમની નજર આગળ તરી રહેલા, તેથી તેમણે લોક અને દેશની, વ્યક્તિ અને આખા મંડળની પદ્ધતિ અને ભાવના ઉપર લક્ષ કર્યું નહિ; મુસલમાનોના સમયમા આ દેશની પ્રાચીન સ્થિતિની જે અવદશા થઇ હતી તેને જ તેમણે મૂલની ઉન્નત ભાવનાને સ્થાને માની લીધી, અને તે અધમ ભાવનાને જે તેમણે મૂલની પ્રાચીન અને ઉન્નત ભાવના ઉપર લાવવા પ્રયત્ન કર્યો હોત તો તેઓ વિજયી નીવડયા હોત તેને બદલે તેમણે આ દેશની ઐતિહાસિક ભાવનાથી વિરૂદ્ધ ની પશ્ચાત્ય ભાવનાને દાખલ કરવા પ્રયત્ન કર્યો એથી જ તેઓ નિષ્ફળ થયા તેમનામા વિચારની ખાટ નહતી તેમની શુદ્ધ બુદ્ધિમા ખામી નહતી તેમનુ ચારિત્ર ઉન્નત હતુ પણ તેમને પૂરતી માહિતી ન હતી એથી જ શરીર સબંધોની એકતાને માર્ગે વળી એ લોકો નિષ્ફળ થયા ?૧૪

જો કે મણિલાલમા પ્રાચીન પક્ષ તરફ વધુ તાણ ગી છે છતા નવીન તરફ વધુ તેમનું વલણ સ્પષ્ટ જોવામા આવે છે પ્રાચીનતા અને નવીન ।બન્નેની સરખી ઉપયોગિતા તે સ્વીકારે છે નવીનતાએ પૌરૂષ, પરાક્રમ, સાહસ સ્વાતંત્ર્યનો માર્ગ છે, પ્રાચીનતા આલસ્ય સ્થિરતા, જડતા પારતંત્ર્યનો માર્ગ છે ઉદ્યોગ અને પ્રારબ્ધનો જે વિરોધ છે તેવો નવીનતા અને પ્રાચીનતાનો વિરોધ છે નવીનતા લાવે છે પ્રાપ્ત કરે છે ઉપજાવે છે, પ્રાચીનતા પોષે છે સાચવે છે સંગ્રહે છે વાસ્તવિક દષ્ટિથી જોઇએ તો પ્રાચીનતા અને નવીનતાનો વિરોધ નથી ઉભયે પ્રત્યેક વ્યક્તિમા સ્વભાવ સિદ્ધ છે,

૧૪ સુદર્શન ગદ્યાવલી.

અને આવશ્યક છે વિશ્વનો નિર્વાહ જ તેમના યોગ વિના થાય નહિ- યોગક્ષેમના નવીનતા અને પ્રાચીનતા બે અંગ છે' તેથી મણિલાલ પ્રાચીન અને અર્વાચીન બન્ને તત્ત્વોનો સમન્વય કરવાની ભલામણ કરે છે સુધારામા પોતાનુ સ્થાન ક્યા છે, ને સ્પષ્ટ કરતા તેમણે લખ્યુ છે, 'હાલનો જમાનો સુધારાને મૂળ કઈક હિન્દુ ધર્મની છાયા હોય એવા સુધારા તરફ વળે છે, એ તો હુ સ્પષ્ટ જોઇ શકુ છુ આ કામમા હજારમે હિસ્સે પણ મારાથી મદદ બને તો તે કરવી એ આગ્રહથી હુ મથ્યા કરુ છુ- કેમકે એમ ખરે રૂપે થાય એમાજ હુ દેશનુ કલ્યાણ માનુ છુ"

મણિલાલ સુધારાની સ્ત્રી કેળવણી અને સમુદ્રયાનની આવશ્યકતા તથા કન્યાવિક્રય, બાળલગ્ન જ્ઞાતિબંધન અને ખોટા વહેમની અનિષ્ઠતા વગેરે બાબતો સ્વીકારતા હતા અને તે સર્વ વિષયો પર તેમણે પોતાના પત્રો 'પ્રિયવદા" અને "સુદર્શન' મા અનેક વિચારપૂર્ણ અને ઉત્સાહથી ભરપૂર લેખો લખ્યા છે રૂખમા બાઈ કેસ વખતે લખેલ બાળલગ્ન નામના લેખમા તેમણે આ રિવાજથી થતી અનેક હાનિઓ વિસ્તારથી દર્શાવી છે અને છેવટે સ્પષ્ટ રીતે લખ્યુ છે, 'પરણવાનો જ્યૂરો મમત રાખવા કરતા સુખનીજ ઇચ્છા રાખનાર લોક બાળલગ્ન કદાપિ કરવુ નહિ એ અમારી પ્રાર્થના છે"[૧૫]

ત્યારે મણિલાલ સુધારાના વિરોધી એવી સામાન્ય માન્યતા શાથી ઉદ્ભવી? તેનુ એક કારણ તો એ કે મણિલાલ સુધારાની એક મુખ્ય કલમ વિધવા વિવાહ તેના સખ્ત વિરોધી હતા. તેમણે લખ્યુ છે, અમે સ્ત્રીને તેમ પુરૂષને પુનર્લગ્ન અનિષ્ટજ માનીએ છીએ" આવુ અત્યારે પણ અનેક મનુષ્યો કહે છે પણ તે ભોળાઓને ભરમાવનારૂં વાક્ છે વિધવા જે પુનર્લગ્ન કરે તો

૧૫ સુદર્શન ગદ્યાવલી.

તેને નાત બહાર મુકવામાં આવે છે, પણ પુરૂષને એવી કાંઈ મુશ્કેલી નથી. વળી મણિલાલ એકતામાં માને છે. ઐકય અથવા સંપમાં તે સુધારાનું તત્વ રહેલું છે એમ સમજે છે, પણ તે ઐકયથી લગ્નથી કે સાથે ખાવાપીવાથી આવતુ નથી પણ ભાવના અને વિચારના સરખાપણાથી આવે છે, એમ તેમનું કહેવું છે. એ બરાબર છે. પણ ભાવના અને મનના મેળમા ખાવા પીવાની અને લગ્નની બધી અંતરાય રૂપ નથી નીવડતા ? વળી જ્યા મનનો અને ભાવનાનો મેળ હોય ત્યા શરીર સંબધ બંધાય તો પછી ખોટું શું ? આ પ્રશ્નોના જવાબ મણિલાલમા નથી. વળી પોતાનો પક્ષ સબળ કરવા માટે મણિલાલ અતિશયોકિત કરવામા બાકી રાખતા નથી. જેમકે સમ્મતિવય બીલ વખતે " શ્રી મલબારીનો છેલ્લો પ્રયત્ન " નામના લેખમા તેમણે લખ્યુ હતુ, " આ દેશના જેટલા લગ્ન થયા છે તેમા લગ્નની વય ગમે તે હોય છે, પણ ઘર માડવાનો સમય તો ખરી યુવાવસ્થા પ્રાપ્ત થયા વિના કોઈ પણ સ્થળે આવેલો જાણવામા નથી "

આના કરતા વધારે પક્ષવાદીપણુ બીજુ કયું હોઇ શકે ? મણિલાલ નવિન શબ્દ વાપરે છે તે પણ વિશિષ્ટ અર્થમા છે. નવિન એટલે પાશ્ચાત્ય એવો સામાન્ય અર્થ છે, પણ મણિલાલ 'નવિન' શબ્દ શુદ્ધ પ્રાચીન એવા અર્થમા જ વાપરે છે આપણી જૂની વ્યવસ્થામાં રહેલા સર્વ ખોવાયેલા સારા તત્વોને ખોળી ખોળીને પાછા લાવવા, દુષિત થયેલા હોય તેમને અમલ સ્વરૂપ આપવું, અને ઉત્તમ પ્રાચીન વ્યવસ્થાના વિરોધી વર્તમાન વહેમોને તજવા એવોજ એમનો સુધારા વિષેનો ખ્યાલ હતો. જ્યારે જ્યારે " સુધારકો " પ્રાચીન કાળમા ન હોય એવો કાંઈ નવીન સુધારો આપણી સમાજમા કરવાનો પ્રયત્ન કરતા તેમને દેખાતા ત્યારે તે તેનો ઉગ્ર વિરોધ કરતા, અને પાશ્ચાત્ય પદ્ધતિના સુધારા કરતાં આપણી પ્રાચીન નીતિ

રીતિ કેટલી મુશ્કેલ હતી, એ વિષય ઉપર ઉતરી પડતા. તેથી નવીનો વિરોધ, યતો, ને પ્રાચીનો ઉપર કાંઇજ અમર થતી નહિ. મણિલાલના વિષે અહિં એકંદરે એટલુંજ કહેવું બસ થશે કે તેમણે સુધારાના ક્ષેત્રમાં લોકોને ખૂબ વિચાર કરી આપણી સમાજને તેનું પ્રાચીન શુદ્ધ સ્વરૂપ ફરીથી આપવાની ભલામણ કરી. તેમના સતત અને સબળ પ્રયાસનું ફલ આચાર ક્ષેત્રમા લગભગ કાંઇજ આવ્યું નહિ પણ વિચાર ક્ષેત્રમા મણિલાલની સેવા કદર કરવા યોગ્ય ગણાવી જોઇએ. તેમણે આપણા ઉતરતા દેશાભિમાનને પુષ્ટ કર્યું અને નાસ્તિકતા તથા સ્વચ્છંદતા તરફ ઘસડાઇ જતા યુવક વર્ગના મનમા આર્યધર્મ અને આર્ય નીતિરીતિ પ્રત્યે માન તથા પ્રેમની લાગણી ઉત્પન્ન કરી. નર્મદનો વારસો મણિલાલને મળ્યો હતો એમ કહેવાય છે તે ઘણે દરજ્જે યોગ્ય છે. મણિલાલમાં નર્મદની ઉત્કટ દેશભક્તિ અને સ્વાર્થત્યાગ–નર્મદનું "પ્રેમશૌર્ય"–સ્પષ્ટ રીતે જોવામા આવે છે. મણિલાલની તુલના કરતા તેમની સ્થિતિ ખરેખર વિષમ હતી એ પણ યાદ રાખવું જોઇએ. તેને એક બાજુ પ્રાચીનતાને નામે મૂર્ખ રૂઢિઓના દાસોની સામે અને બીજી બાજુ નવિનતાને નામે પાશ્ચાત્ય સુધારાના સારા નરસા સર્વ અંશોનું અંધ અનુકરણ કરનારાઓની સામે લડત ચલાવવાની હતી. આવી મુશ્કેલ સ્થિતિમાં તે કોઈ વખત પક્ષવાદી બની જતા, છતા તેમનો આંતરિક ઉદ્દેશ તો હમેશાં સ્વદેશનું હિત કરવુ એજ હતો એમ સ્વીકારવુ જોઇએ અત્યારે જ્યારે તે સમયના સર્વ વાદને વિવાદ ગળી ગયા છે ત્યારે આટલે અંતરેથી જોતા લાગે છે કે તેના નામ પ્રમાણે જ તે ગુર્જર મંડળનો પ્રેમની ઝળકવાળો મણિ હતો.

અંબાલાલ સાકરલાલ–(૧૮૪૪–૧૯૧૪) અંબાલાલ સાકરલાલ દેસાઇ અમદાવાદની બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિમાં જન્મ્યા હતા. તેઓ પ્રથમ કેળવણીખાતામાં જોડાયા અને ત્યાં શિક્ષક તથા કડક નિયમ પાલન

કરાવનાર હેડમાસ્તર તરીકે સારી નામના મેળવી. રા. નરસિંહરાવ, રા. કેશવલાલ વગેરે મહાન ગુજરાતીઓ જે એમના શિષ્યો હતા, તેઓ હજી પણ એક આદર્શ શિક્ષાગુરુ તરીકે તેમની તારીફ કરે છે, અને તેમને માટે અતિશય માન ધરાવે છે. કેળવણી ખાતામાંથી છુટા થઇને તે વડોદરાના ન્યાય-ખાતામાં દાખલ થયા, અને ત્યાંજ પોતાના જીવનનો મુખ્ય ભાગ ગાળ્યો. જુદે જુદે સ્થળે નોકરી કર્યા બાદ છેવટે વડોદરાની વરિષ્ટ કોર્ટના વડા ન્યાયાધીશનો માનવંતો હોદ્દો તેમણે પ્રાપ્ત કર્યો. નોકરીમાંથી ફારેગ થયા પછી તે અમદાવાદમાં આવી વસ્યા અને પોતાનો નિવૃત્તિ કાળ લોક કાર્યમાં ગાળ્યો, અને અમદાવાદની લગભગ બધી જાહેર હીલચાલ અને જાહેર સંસ્થાઓના તે નેતા અને નિયામક બન્યા.

પૂર્વ વયમાં અંબાલાલભાઈની બોલી અને કંઈ અંશે આચરણ પણ ઉચ્છેદક હતાં. "નાતમાં તાબું પિત્તળ ઘણું એ છે, હું વહેંચણુ (લહાણુ) કરીને તેમાં નકામો વધારો શા માટે કરૂં ?" એ જાતના એમના એક બે વચન તેમની નાતમાં કહેવાતા[16] સ્વ. નવલરામની સાથે તે બાળલગ્નનિષેધક સભાના સહમંત્રી હતા. ૧૮૭૪ની સાલની જાહેર પ્રવૃત્તિઓનું સિંહાવલોકન કરતાં તેમણે કહ્યું હતું,[17] "વળી આ વરસમાં વાણીઆની નાતમાં બે પુનર્વિવાહ થયા, તેને એક રીતે સુધારાનું પગલું ગણીએ તો ચલે, આ ઠેકાણે પુનર્વિવાહ વિષે મારા વિચાર શા છે તે વિસ્તારતાં એમ તો વણીવાર લાગે અને તેથી કંઇ તરત ફળ થાય એવું પણ લાગતું નથી. પણ સર્વ વિચારવાન પુરૂષ એટલું તો કબુલ કરશે કે હાલ જે રંડાપાના દુઃખ છે તે ઓછાં કરવા આપણાથી બને તેટલું શાસ્ત્રની મર્યાદા પ્રમાણે આપણે કરવું જોઇએ." આ ઉપરથી દેખાય છે કે અંબાલાલના જૂના વખતના વિચારો પણ કરસનદાસ, નર્મદાશંકર, ભોળાનાથ કે

૧૬ અંબાલાલ સાકરલાલના લેખો અને ભાષણો ઉપોદ્ઘાત પા. ૫૬
૧૭ અંબાલાલ સાકરલાલના લેખો અને ભાષણો પા. ૭

મહીપતરામ જેવા આગળ વધેલા ન હતા.[૧૮]

અંબાલાલભાઈ વિશાળ અર્થમાં છેવટ સુધી સુધારક હતા એમ કહી શકાય પણ "ધીરે ધીરે સુધારાનો માર્ગ" એ તેમનો પણ મત હતો. તે આખા સમુહને સાથે લઈ આગળ વધવાની અને સુધારો કરવાની ભલામણ કરતા હતા. બીજાઓથી છુટા પડી જઇ એક નવું મંડળ ઉભું કરવું, પોતે આગળ વધવું, પોતાનું જ શ્રેય ઇચ્છવું—એ રીત તેમને પસંદ ન હતી. આ દૃષ્ટિથીજ તે નાત જાતના ભેદો એકદમ તોડી નાખવાની વિરૂદ્ધ હતા. સને ૧૯૧૧ માં તેમની [બ્રહ્મ ક્ષત્રિય] જ્ઞાતિના સંમેલન વખતે પ્રમુખ તરીકે આપેલા ભાષણમાં તેમણે પોતાના સુધારા સંબંધી વિચારો દર્શાવ્યા હતા તેમણે કહ્યું હતું: "ગુજરાતમાં તો સમાજ સુધારા વ્યવહારમાં સફળ થવાનું દ્વાર નાત સિવાય બીજું હાલ દીસતું નથી. વળી જ્ઞાતિ બંધારણને કેવળ દુષણ રૂપ ગણવું તે અભિપ્રાય મને બરોબર લાગતો નથી. તે બંધારણ કાળની ગતિએ કરીને, અનેક કારણોથી આજની સ્થિતિએ આવ્યું છે. હાલની સ્થિતિ જોતા તે એક તડાકે ઉડાડી દેવું શક્યજ નથી"[૧૯] બ્રહ્મ ક્ષત્રિય જ્ઞાતિએ 'પરદેશ ગમનની છુટ આપી, આગલમની હાનિકારક રૂઢી કાઢી નાખી, લગ્ન અને મરણના ખરચમાં ધીરે ધીરે કમતાઇ કરી તે માટે તેમણે સંતોષ દર્શાવ્યો અને સંપને તથા ઐક્યને ધક્કો ન પહોંચે તે પ્રમાણે સુધારાનો પ્રવાસ ચાલુ રાખવાની સૂચના આપી.

૧૮ જીવનના પાછલા ભાગમાં તેમનું વલણ મુખ્યત્વે તો સંરક્ષણ તરફ હતું અને તે સુધારાની જરૂર ન મુકેજ જોતા. "જ્યાં લગી કોઇ માણસ અપરાધી સાબીત થાય નહી ત્યાં સુધી તેને નિરપરાધી ગણવો એવું કાયદામાં છે. એજ પ્રમાણે જ્યાં લગી હિંદુઓનો કોઈપણ રિવાજ ખોટો છે, એમ સાબીત થાય નહિ ત્યાં સુધી એમ યાદ રાખવું કે ઘરડા કંઈ મુરખ ન હતા. પછી કોઇ રીવાજ માફક નજ આવે તો તે બદલવા."

૧૯ અંબાલાલના ભાષણો અને લેખો પા. ૨૭૪

અંબાલાલભાઇએ ગુજરાતી લોકોને આરોગ્ય અને શરીરસુધારણાનો ઉપદેશ આપવાની એક પણ તક જવા દીધી નથી. આરોગ્યનો વિષય તેમને બહુ પ્રિય હતો. દેશની શારીરિક સંપત્તિ નિર્માલ્ય અને દુર્બલ જોઇ તેમનું દેશાભિમાની હૃદય ઘણું દુઃખી થતું અને દેશના ભારે મરણ પ્રમાણ માટે તે ખેદ દર્શાવતા બીજા દેશોમાં પ્રજા લાંબુ આયુષ્ય ભોગવી શકે, તંદુરસ્ત રહે અને મૃત્યુ પ્રમાણ ઘણું ઓછું આવે. જ્યારે આપણે રોગીષ્ટ, નબળા અને મુડદાલ રહીયે, મધ્યાવસ્થામાં ઘરડા થઇ જઇ અશક્ત થઇએ, વહેલા મૃત્યુ પામીયે અને મૃત્યુ પ્રમાણ પણ મોટું આવે તે શાથી? આ માટે તે પ્રજાને જવાબદાર ગણતા; તેની બેદરકારી, ગફલત અને અજ્ઞાનનું જ આ પરિણામ છે એમ તે કહેતા. તેઓ તેથી દરેકને સ્વચ્છ અને ખુલ્લી હવામાં રહેવાનું, શરીરને જરૂર પુરતી કસરત આપવાનું અને નિયમિત તથા વખતસર ખોરાક લેવાનું વારંવાર કહેતા. સંસાર સુધારામા શરીરસુધારણા એ પણ એક ઉપયોગી અંગ છે પણ તે વિષે ધ્યાન આપી બોધ કરનાર તો માત્ર અંબાલાલભાઇજ થયા છે.

## ગોવર્ધનરામઃ—(૧૮૫૫-૧૯૦૭)

અંબાલાલભાઇના કરતાં પણ વધારે ગોવર્ધનરામ જ્ઞાતિવ્યવસ્થાને વળગી રહેનારા હતા. છતાં તેમનું સુધારક તરીકેનું કામ નાનુંસુનું નથી. સરસ્વતીચંદ્ર, સ્નેહમુદ્રા, લીલાવતી જીવનકલા વગેરે ગ્રંથોદ્વારા તેમણે ગુજરાતીઓમા સ્ત્રી જીવનની ઉન્નતિ, મૂર્ખ રૂઢિઓનો ત્યાગ, કેળવણીનો અનુરાગ, દેશસેવા વૃત્તિ વગેરે અનેક ઉચ્ચાભિલાષાઓ જાગૃત કરી. તેમની પછીના લેખકો લલિત, બન્ધુસમાજના મણ્કો તથા અનેક નવલકથાકારોમા સ્ત્રીજીવનના ઉન્નતિ, સમાજસેવા વગેરે પ્રશ્નો પ્રત્યેનું મમત્વ તે સ્વ. ગોવર્ધનરામની અસરનુંજ પરિણામ છે.

સાક્ષરત્ન ગોવર્ધનરામ નડીયાદના વડનગરા નાગર બ્રાહ્મણ હતા. મુંબઇની એલ્ફિન્સ્ટન હાઇસ્કુલ તથા એલ્ફિન્સ્ટન કૉલેજમાં

અભ્યાસ કરી તેમણે કાયદાનો અભ્યાસ શરૂ કર્યો તેમાં નાપાસ થવાથી તેમણે કેટલોક સમય ભાવનગર સંસ્થાનમાં નોકરી કરી. એલ એલ. બી.ની પરીક્ષા પસાર કરી તેમણે મુંબઈમાં વકીલાત શરૂ કરી અને તેમાં સારી કીર્તિ તથા લક્ષ્મી પ્રાપ્ત કરી. લગભગ ૪૦ વર્ષની વયે નિવૃત્તિ સ્વીકારી ને પોતાના વતન નડિયાદમાં આવ્યા. ૫૨ વર્ષની વયે મુંબઈમાં તેમનું અવસાન થયું.

સ્વ. ગોવર્ધનરામનું નામ અંગ્રેજી કેળવણી પામેલ ગુજરાતી વિદ્વાનોની પ્રથમ પંક્તિમાં પ્રથમ દરજ્જાનું ગણાય છે. તેમની નવલકથા સરસ્વતીચંદ્ર ન વાંચી હોય એવા ભણેલા ગુજરાતી કોઈક જ હશે. આ ગ્રંથનું મહાત્મ્ય વર્ણવતાં રા. આનંદશંકર ધ્રુવે લખ્યું છે — 'કલિયુગમાં જ્યારે ભરતખંડના મનુષ્યોની બુદ્ધિનો હ્રાસ થયો અને મહાભારતનું રહસ્ય સમજી શકાયું નહીં ત્યારે વ્યાસજીએ પોતે દયા લાવીને મનુષ્યોને દેશકાલાનુસાર ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમ ચતુર્વિધ પુરુષાર્થ સમજાવવા માટે પ્રાકૃત ભાષામાં આ સરસ્વતીચંદ્ર પુરાણ રચ્યું.'[20]

સમાજ સુધારાના વિષયમાં ગોવર્ધનરામ માનતા કે 'સમસ્ત હિન્દુ જનસમાજના બંધારણનું શાસ્ત્રીય અવલોકન કર્યા વિના કશી સંસ્થા વાજબી છે કે નહીં એ વિષે અભિપ્રાય બાંધવો અને તદનુસાર આપણા સામાજિક રિવાજોમાં ઉથલપાથલ કરવી એ જોખમ ભરેલું છે.' પદ્ધતિની શાસ્ત્રીયતા એ તે પક્ષના ગુજરાતના સુધારકોથી ગોવર્ધનરામને જુદા પાડી આપનાર મુખ્ય લક્ષણ છે. પદ્ધતિના સુધારકોમાં જુસ્સો અને બાહ્યવૃત્તિ ખૂબ હતાં, પણ તેઓ મોટે ભાગે સાદી રીતે નિર્ણય કરનારા હતા. એ પદ્ધતિના ગ્રહણ વિચારની ખામી મતિભ્રમની માફક ગોવર્ધનરામને પણ લાગી હતી. આ બન્નેએ આ પ્રશ્નોનો નિર્ણય પોતપોતાની રીતે કર્યો.

---

૨૦ વસંત ગોવર્ધનરામ સ્મારક અંક, પાનું ૨૪૯.

મણિલાલે તત્ત્વજ્ઞાનની પદ્ધતિ ગ્રહણ કરી ત્યારે ગોવર્ધનરામે પોતાની પ્રબલ કલ્પના શક્તિથી હિંદુ સમાજને રંગી એ સંસારની સુંદરતા તરફ ગુજરાતીઓનું લક્ષ દોરવા પ્રયત્ન કર્યો. સુધારા સંબંધમાં ગોવર્ધનરામભાઇના વિચારો અતિશય ઉન્નત હતા. તોપણ આચારની વાત આવે ત્યારે તે ચુસ્તપણે જ્ઞાતિના રિવાજોને વળગી રહેતા. જ્ઞાતિના સર્વ બંધનોની વિરૂદ્ધ ગમે તેટલું કહી શકાય તેવું છે, છતાં એ બંધનોમાં રહીને સુધારો કરવાનો ઘણો અવકાશ છે એમ તે માનતા. આવી બાબતોમાં સિદ્ધાન્તોની નિર્ણયરહિત તકરારોમાં ઉતરી પડવાને બદલે પ્રસંગ આવે પોતાનાથી થાય તે કરી બતાવવું એ માર્ગ તેમને વધારે સારો લાગતો. તેમના માતુશ્રી તથા પુત્રી લીલાવતી બન્નેના અવસાનની પછી ગોવર્ધનરામે પોતાને ત્યાં રોવાકુટવાનું લલણભણ બંધ રખાવ્યું હતું. જ્યારે સ્ત્રીઓ આ કાર્ય માટે એકઠી થતી ત્યારે કથા વંચાવવાની પદ્ધતિ તેમણે રાખી હતી. પોતાના બાળલગ્ન વિરૂદ્ધ મતને ગોવર્ધનરામ દઢતાથી વળગી રહ્યા હતા. પોતાના માતાપિતાને ગોવર્ધનરામે સ્પષ્ટતાથી કહી દીધું હતું "જુઓ તમે મને વહેલો પરણાવ્યો તે તો ઠીક; એમાં તમારો અધિકાર હતો. પણ આ રમણીક તથા તેની બ્હેનો છે તેમને વહેલા પરણાવવા અથવા મારી સમ્મતિ વિના વિવાહ કરવા જશો તો હું તેમ થવા નહિ દઉં"[૨૧] સબંધ કરવો કે નહિ તેનો નિશ્ચય તે જાતેજ કરતા અને પોતાના દરેક સંતાનના વિવાહ સમયે વરકન્યા વચ્ચે એછામાં ઓછો નવદશ વર્ષનો તફાવત રહે એમ એમણે ગોઠવણ કરી હતી.

"ધીરે ધીરે સુધારાનો માર" એ મત માનનાર હોવા છતા ઉચ્છેદક સુધારકોની શુદ્ધ નિશાની કદર ગોવર્ધનરામે કરી હતી. આ સુધારકો વિષે તથા સુધારાના ભવિષ્ય વિષે સરસ્વતીચંદ્રમાંનો નીચેનો

---

૨૧ શ્રીયુત ગોવર્ધનરામ, પાનું ૧૫૯.

ભાગ ગોવર્ધનરામનો અભિપ્રાય જાણવા માટે ઘણો ઉપયોગી છે સરસ્વતીચંદ્ર કહે છે, ' કુમુદ ! કુમુદ ! આતો આપણા સુધારાવાળા મિત્રોનું પ્રતિબિમ્બ છે. જો ! જો ! આ માટીને શુદ્ધ કરવાને, આ માટીમાના કૃમિ ગણને સચેતન કરવાને, આ ચેતન જન્તુઓ કેવો સુદૃઢ પ્રયત્ન કરે છે !–અરે પણ માટી તો છે ત્યા ને ત્યા ને તેવીને તેવીજ રહે છે . .....આ જન્તુઓનો પ્રયત્ન નિષ્ફળ થાય છે, તમોગુણનો વિકાસ ઘટતો નથી, તે કઈ વિચિત્ર કોલાહલ કાને આવે છે" કુમુદ–" જુઓ તેમના આયુષ્ય પાણીના રેલા પેઠે માટીમા લીન થાય છે ને માટીથી અચેતન રત્નો લીપાઇ જાય તેવી આમની દશા થાય છે આપણે એમને માટે શું કરીએ ? .. . તેમને મુખ ને જીભ્હા પૂર્ણ છે, પણ કાકદૃષ્ટિ પેઠે બે આખો વચ્ચે કીકી એકજ છે આ રાફડા ઉપરના આકાશમા કપિલોક દિવ્ય ઔષધિયો લઈ વાદળા પેઠે આરજ કરે છે તેમાથી સરી આવતા પરાગ એ કીકીયોમા ભરાય છે ને તે પરાગના પડ આ જન્તુઓની એકની એક કીકીઓ પર બંધાય છે. ઓ મ્હારા વહાલા ! આ રત્ન જેવા જન્તુઓની આખોના પડ દૂર કરો ને એમને બીજી કીકીઓ પ્રાપ્ત કરાવો "

સરસ્વતી–" જેવી રીતે કપિલોકની પાસેથી પડેલો પરાગ તેમની આખોમા પડે છે તેવીજ રીતે અને પરાગની સાથેજ નાગલોકનો મણિપ્રકાશ તેમની આખોમાં પડશે ત્યારે આમની એકી કીકીની દૃષ્ટિ શુદ્ધ થશે ને એથી વધારે દુર્લભ સાત્વિક પ્રકાશની પ્રાપ્તિ વિના બીજી કીકીઓ આવવી તો અશક્ય છે "[22]

સરસ્વતીચંદ્રમા ગોવર્ધનરામભાઈ બ્રાહ્મણની વિરુદ્ધ અને પ્રીતિસમની તરફેણમા સખત અને શાસ્ત્રીય કારણો જુએ છે હિંદુ ગૃહ સમાજની અવિભક્ત કુટુમ્બ સંસ્થા અને તેના મુખ

22. સરસ્વતીચંદ્ર ભા. ૪, પ્રકરણ ૩૧

દોષો દર્શાવતાં તેઓ હિન્દના ભાવિને સ્વાર્થત્યાગ અને આપભોગથી જ ઉદયમાન થતું જુએ છે, એટલે બહુધા તેમનું વલણ તે સંસ્થાની તરફેણમાં થાય તેમાં નવાઇ જેવું નથી. "સ્નેહ લગ્નની વિધવાને પુર્નલગ્ન સમ પાપ નથી" એ કવિ ન્હાનાલાલનું સૂત્ર છે. પરંતુ દેહ લગ્નની વિધવા તો પુર્નલગ્ન કરે તેમાંજ મુકિત મેળવે છે એમ આ કવિ કહે છે. પણ ગોવર્ધનભાઈ તો પ્રમાદધન સાથે દેહ લગ્ન કરી વિધવા થયેલ કુમુદનું પોતાના સ્નેહલગ્નના પતિ સરસ્વતિ ચંદ્ર સાથે પુનર્લગ્ન કરવામાં પાપ જોતા લાગે છે. અર્થાત્ તેમનો મત વિધવા વિવાહની તરફેણમાં નથી.

ચાલુ સાંસારિક સ્થિતિથી અસંતોષ અને તેમાં થવા જોઇતા સુધારા વિશે ગોવર્ધનરામના ગ્રંથોમાં સ્થળે સ્થળે લખવામાં આવ્યું છે સ્નેહમુદ્રામાં વિધવાના દુઃખની કહાણી કહેતાં તેમણે લખ્યું છે.—

નર જાત સુખી હશે અહિં કદી મ્હાલતી સ્વચ્છંદથી,
પણ નારીને રોવા વિનાઃ, નહી કર્મમાં બીજું કંઇ.

સરસ્વતીચંદ્રમાં નાયકના મુખેથી તેમણે કહેવડાવ્યું છેઃ—

મુજ દેશ વિષે રસમાળી વિના
ફળ પુષ્પ ધરે નહી નારીલતા

સ્ત્રીઓની સ્થિતિ કેવી થવી જોઇએ તે વિષે તેમણે લખ્યું છેઃ- "સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, શરીરે બલવતી, રોગ હીન અને સુંદર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુંબ બંધનમાંથી તેઓ મુક્ત— સ્વતંત્ર થાય, ને તે મુક્તતાથી ને સ્વતંત્રતાથી કુટુંબની મૂર્ખ ઇચ્છાઓ અને કલેશમાંથી છુટી એ કુટુંબનાં ખરાં કલ્યાણ કરવા શક્તિમતી અને ઉત્સાહીની બને. કુટુંબના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે, અને વૃદ્ધ વર્ગની કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે"૨૨

૨૩ સરસ્વતિચંદ્ર ભા. ૪, પા. ૧૨૧.

1 આવા આવા ત્યાંજ ત્યાંજ દર્શાવના વિચારો સ્વ ગોવર્ધનરામની સુધારાની ભાવનાઓ દર્શાવે છે પણ તેથીએ વધારે તો તેમણે યોજેલા સ્ત્રીપાત્રો આ કાર્ય કરે છે સૌભાગ્યદેવી ગુણસુંદરી કુમુ કુસુમ ચન્દ્રાવલી એ ઉત્તરોત્તર ચઢતી શ્રેણીની આર્યાઓ છે નૂતન-ભાવી—ગુજરાતણોના આવા નમુનાઓ ગમે તેવા કલ્પનાશીલ સુધારકના મનને પણ સંતોષ પમાડી શકે તેમ છે

છતા ગોવર્ધનરામ વિષે એટલું તો કહેવું જોઇએ કે જ્યારે જ્યારે તેઓ આપણા જીવનના કેટલાક પ્રશ્નો વિષે ચર્ચા કરે છે, ત્યારે પોતે આપેલા પ્રમાણોથી જે પરિણામ સિદ્ધ થવુ જોઇએ તે ન આવતા તેઓ અત્યન્ત સ્નેહથી કોઈ વચનેજ રસ્તેથી છટકી જાય છે કુસુમના મનના વિચારો જોતા આપણે એમજ માનીએ કે તે છેવટ સુધી કુંવારીજ રહેશે. ગોવર્ધનરામને પણ તેને કુંવારી રાખવાની ઘણીએ ઇચ્છા છ તમનો બુદ્ધિવાદ તેમને સુઝાડે છે કે જો યુરોપિયન સ્ત્રીઓ કુંવારી રહી શકે તો હિંદી કુસુમ શા માટે ન રહી શકે? પણ તેમના આ બુદ્ધિવાદની સામે આપણા દેશમા ચાલતી આવેલી ડાહી કુમારી ન રહે ની ભાવના લેખકના અંતર મનમા રહી પોતાનુ બળ અજમાવે છે અને પરિણામે કુસુમનુ દેહલગ્ન નહી તો આત્મલગ્ન થાય છે કુમુ ના સબંધમા પણ આર્ય સંસ્કાર પ્રત્યેનો આન્તરિક રાગજ બુદ્ધિવાદ પર વિજય મેળવે છે કુમુ નુ પુનર્લગ્ન કરાવવા માટે માનચતુર જેવા જડ તૈયાર થઇ જાય છે ત્યારે વિદ્યાચતુર જેવા અંગ્રેજી ભણતાના મનમાજ સ્પષ્ટ નિર્ણય થતો નથી એ જોઇ શકાય, વાચકને આશ્ચર્યમાં નાખનારો ડગલે પણ, વિચાર કરતા તેમા નવાઇ પામવા જેવુ કંઇ નથી. માનચતુર નર્મદ યુગના કટ્ટર બુદ્ધિવાદની છાપ લગાડેલા પુરુષ છે ડાહીના દેવને પાછળથી પરણી લઇ ગોળીમા કેળી કેળાં તેને ગમ પણ સંકોચ થતો નથી

## પ્રકરણ ૩ જુઃ ગજગ્રાહ

(૧૮૮૬ થી ૧૮૯૧)

રક્ષણમતવાદીઓ પગથી ઊંચે પર આવતા પહેલા આ બે પક્ષો વચ્ચે થયેલ રસાકસીનું વર્ણન ટુંકમાં કરી નાખીએ. ગુજરાતના સંસાર સુધારાના ઇતિહાસમાં આ પાંચ વર્ષો ઘણાં તકરારી ગણાય. સુધારક પક્ષ અને સંરક્ષક પક્ષ વચ્ચે આ સમય દરમ્યાન બે સવાલો માટે ઘણો વાદવિવાદ ચાલ્યો. આ સમય દરમ્યાન સુધારકોની મુખ્ય પ્રવૃતિ બે વિષય પરત્વે હતી (૧) સ્ત્રીનો કબજો લેવા બાબતની જે કલમ દિવાની કાયદામાં છે તે રદ કરાવવી (૨) પીનલ કોડમાં સંમતિ વયના ૧૦ વર્ષને બદલે ૧૨ વર્ષ કરાવવા. તે બન્ને સવાલો આ પ્રમાણે ઉત્પન્ન થઈ

દાદાજી નામનો એક દક્ષિણી માણસ રૂખમાબાઈ નામની સ્ત્રીને તેની નાની ઉમરમાં પરણ્યો હતો. તે સ્ત્રીની સાસરે જવા જેટલી વય થઈ ત્યારે તેણે સાસરે જવાની ના કહી, અને કહ્યું કે તેનો ધણી અભણ તથા જંગલી હતો અને નાનપણમાં લગ્ન થયેલું હોવાથી પોતાની તે બાબતમાં સંમતિ લેવામાં આવી નહતી. તેથી તે લગ્ન તેને બંધનકર્તા ગણાવું જોઈએ નહીં. મુંબઈ કોર્ટે આ બાઈનો પક્ષ લીધો તેથી જુના વિચારના લોકો ખળભળી ઉઠ્યા. હિન્દુ શાસ્ત્ર પ્રમાણે કરેલું લગ્ન પરદેશી સરકારની કોર્ટમાં રદ થાય તે વિચાર જ તેમનાથી સાંખી શકાયો નહીં અને રૂખમાબાઈને તેના પતિને ઘેર

જવાનો કોર્ટે હુકમ કર્યો. આ બાબતમા સંરક્ષકમતની જીત થઇ તો બીજામા સુધારક મતને વિજય મળ્યો. તેની હકીકત આ પ્રમાણે છે.–

ફુલમણી દાસી નામની ૧૧ વર્ષની ઉરીઆ જાતિની કન્યાનુ લગ્ન હરિમોહન મૈથી નામના મોટી ઉમ્મરે પહોચેલા માણસની સાથે ૧૮૯૦ મા થયુ. લગ્ન પછી ફુલમણી સાત દિવસ સાસરે રહી. એક મહિના પછી હરિમોહન સાસરે ગયો અને ત્યા તેની સાથે મધ્ય રાત્રે કરેલ સમાગમને લીધે ફુલમણી મરણ પામી. કોર્ટમાં તેનો કેસ ચાલ્યો ત્યારે કાચી વયની બાલિકાઓને કેવી રીતે " રૂઢિ રાક્ષસી "ના મુખમા હોમી દેવામાં આવે છે, તેની કમકમાટી ઉપજાવે તેવી બીનાઓ બહાર આવી. આથી આખા હિંદુસ્તાનમા વિચારવંત લોકોના મનમા મહાન્ ખળભળાટ થઇ રહ્યો આ સમયે સંમતિ વયના કાયદામા કન્યાને માટે ૧૦ વર્ષની વય હતી તેથી હરિમોહન કાયદાના ઝપાટામા આવ્યો નહી. આ એક હરિમોહનની વાત બહાર આવી, પણ બાળ પત્નીની સાથે સંયોગ કરી તેનુ શરીર કાયમને માટે પાયમાલ કરનાર કેટલા હરિમોહનો આ ભરતભૂમિને ભારે માટે હશે તેનો ખ્યાલ દેશમાની ૧૦ થી ૧૫ વર્ષની વયની બાળ પત્નીઓના નીચેના આંકડાઓ પરથી આવશે.

| ઉમર વર્ષ | બાળ પત્ની |
|---|---|
| ૧૦–૧૫ | ૬૫, ૫૫, ૪૨૪[૭૫] |

આ આકડાઓ ૧૯૧૧ ના છે પણ તે પહેલા ૧૮૯૦-૯૧ માં દેશની સ્થિતિ વધારે સારી તો નહી જ હોય.

બાળ પત્નીઓનુ રક્ષણ કરવા માટે સંમતિ વય વધારવી જોઇએ એમ સુધારકોએ પોકાર ઉઠાયો. "બાળલગ્ન અને બળાત્કારનુ વૈધવ્ય" નામનું ચોપાનિયુ લખી બહેરામજી મલબારીએ તમામ હિંદુ કોમના મુખીઓનું ધ્યાન આ વિષય પર ખેંચ્યું. તેની ૪૦૦૦ નકલો કરી

---

૭૫ All India census report, 1911

તેમજ સરકારી અમલદારો તથા વર્તમાન પત્રોના અધિપતિઓમાં અને દેશના આગેવાનોમાં વહેંચી સ્વ. મહાદેવ ગોવિંદ રાનડેએ સરકારને ભલામણ કરી કે ૧૨ વર્ષની વય પહેલાં છોકરીઓનાં લગ્ન કરી શકાય નહિ એવો કાયદો કર્યો હોય તો કંઈ પણ હરકત નથી સમ્મતિ વય ૧૨ વર્ષની કરવી જોઇએ એમ તો ઘણી બાજુએથી જણાવવામાં આવ્યું તેજ વખતે આપણા સામાજિક અને ધાર્મિક રીત રિવાજોમાં સરકારને વચ્ચે પાડવાની જરૂર નથી એવો જબરો પોકાર પ્રજાના એક ભાગે ઉઠાવ્યો તેમને નવનગામ જેવા કટ્ટર પ્રકૃતિના સુધારકનો ટેકો હતો[26] મણીલાલ નભુભાઇએ આ સમયે સમ્મતિ વયમાં સુધારો ન થવો જોઇએ એવો પક્ષ લીધો હતો જુના મતના અનેક માણસોનો અભિપ્રાય એવો હતો કે ભારતવર્ષ ઉષ્ણપ્રદેશ હોવાથી તેમાં કન્યાઓ વહેલી ઋતુમતી થાય છે માટે આપણે ત્યાં કન્યાઓનાં લગ્ન નાની ઉમરમાં કરવાં જોઇએ પણ આ હકીકત બરાબર નથી જગત પ્રસિદ્ધ ડાક્તર હોલીક લખે છે —

તપાસ કરવાથી માલુમ પડ્યું છે કે સંસારની સર્વ જાતિની કન્યાઓ લગભગ એકજ વર્ષે રજસ્વલા થાય છે અને આફ્રિકા જેવા ગરમ દેશની હબસી કન્યા અને યુરોપ જેવા ઠંડા દેશની ગોરી કન્યાને એકજ રીતે ઉછેરવામાં આવે તો બન્ને એક સાથેજ ઋતુમતી થાય.[27] તેજ ડાક્તર અન્ય સ્થળે લખે છે કે ભારતમાં સ્ત્રીઓને એવી મૂર્ખ ગણવામાં આવે છે તે એવી સખ્ત ગુલામીમાં જકડાયેલી છે બાળ વિવાહ સંબંધી ધાર્મિક ગ્રંથોમાં એવા ખરાબ ઉપદેશ આપવામાં આવ્યા છે કે ત્યાં કન્યાઓ પ્રકૃતિના નિયમોના વિરૂદ્ધ જલદીથી યુવાવસ્થા પ્રાપ્ત કરે છે અને [illegible] અથવા અમે

---

૨૬ નવલ ગ્રંથાવલી ભા. ૨ (ગ. અ.) પૃ. ૨૩

૨૭ Origin of Life p 363

રિકામા આની દશા હોય તો ત્યા પણ કન્યાઓ આટલી જ જલદીથીજ ઋતુમતિ થાય દાકતર રૅામર્ટમન લખે છે, 'ઇગ્લાડ અને હિદુસ્તાન બન્ને જગાએ નવ વર્ષની બાલા રજસ્વલા થાય છે–થઇ શકે "

હિદુઓની માફક મુસલમાનોમા પણ બાળલગ્ન અને બાળ મયોગની તરફેણમા લ્હેમો પ્રચલિત છે

આવી માન્યતાને લીધે ભારતવર્ષની અધોગતિ થઇ છે તેથી તેની સામે પોકાર ઉઠાવવાની ખાસ જરૂર હતી સુધારકોએ તે કામ ગણી અને જુસ્સાથી આરભ્યુ અને પાર ઉતાર્યુ

કવિશ્રી નરસિહરાવે આ વિષયમા 'ફૂલમણી દાસીનો શાપ' ૨૮ એ કાવ્ય લખી બાળલગ્ન તથા બાળ મયોગની રૂઢિનો તિરસ્કાર કર્યો છે તેમણે લખ્યુ છે

"ભાગ્નિ એહ દહશે સઘી આર્ય ભૂમિ
લેશે અસખ્ય વરસો તણુ વેર ક્રમી,
જે રૂઢી રાક્ષસી તણી કરી સેર નિદ્ય
ઉડી ડુબી અધમ કર્દમમાહિ અધ
કન્યા અનાથ સુકુમાર અનેક હોમી
એ રાક્ષસી મુખ વિષે જડ આર્યભૂમિ !
તે કન્યાકા મહુ શિખા બની એક એક
થાશે સહસ્રશિખ અગ્નિ પ્રદીપ્ત છેક,
દેશે પ્રજાની મહુ આર્ય પ્રજાની વાડી,
રહેશે પછી અધમતા તણી ઉડી ખાડી
ને આ પુરાણ રૂડી ભારત ભૂમિ અન્તે
થાશે વિલુપ્ત ઇતિહાસ પટેથી સત્યે

૧૮૯૧ મા સરકારે સમતિ વયનો સુધારેનો કાયદો, જેમા

૨૮ હૃદય વીણા–

સ્ત્રીની વય ૧૦ ને બદલે ૧૨ વર્ષ કરવામા આવી હતી તે પસાર કર્યો આ સમય દરમ્યાન ચાલેલા વાદવિવાદથી લાભ કરતા હાનિ વધારે થઇ ગણાય સમાર સુધારકો જુના મતની નિંદા અને મશ્કરી કરતા હતા, તેજ પ્રમાણે જૂના મતના લોકો પણ સુધારની નિંદા અને ઠઠ્ઠા મશ્કરી કરવા લાગ્યા આને પરિણામે જે સાહિત્ય ઉભુ થયુ છે તે દેશને શરમાવે તેવુ છે ૨૯

હિન્દની અનેકવિધ સેવા કરનાર, ગુજરાતી કવિ બેહેરામજી મેહેરવાનજી મલબારીનુ નામ સમાજ સુધારાના

મલબારી
૧૮૫૩–૧૯૧૨

બાળલગ્ન અને બળાત્કારના વૈધવ્યના પ્રશ્નોની સાથે ખાસ જોડાયેલુ છે આ હાનિકારક રિવાજોને જુના વિચારવાળાઓ ધર્મ અને શાસ્ત્રના ઓઠા નીચે વળગી રહ્યા હતા. આ ભ્રમ દૂર કરવા માટે મલબારીએ આખુ જીવન અવિશ્રાંત પ્રયત્નો કર્યા હતા મલબારી હિન્દુ ન હતા છતા તે કોમના સુધારાના પ્રશ્નોમા તે ભાગ લેતા

---

૨૯ સમતિ વયના વધારાથી બાળલગ્નની પ્રથા પર બહુજ ઓછી અસર થઈ છે, પણ હવે બાળલગ્ન નિષેધક શારદા કાયદાથી તેમા સુધારો થવાની વધારે આશા રહે છે ચાલીસ વર્ષ સુધી બાળલગ્ન નિષેધ માટે સખ્ત લડત ચલાવી. આપણે ૧૦થી ૧૫ વર્ષ વચ્ચેની કુમારિકાઓની સખ્યામા માત્ર ૧૨ ટકાનો જ ઉમેરો કર્યો છ આ રહ્યા તે આપણી શરમ પોકારતા આકડાઓ—

| વર્ષ. | હજારે કુમારી છોકરીઓની સખ્યા (૧૦ થી ૧૫ વર્ષની) |
|---|---|
| ૧૮૮૧ | ૪૮૨ |
| ૧૮૯૧ | ૪૯૧ |
| ૧૯૦૧ | ૫૫૯ |
| ૧૯૧૧ | ૫૫૫ |
| ૧૯૨૧ | ૬૦૧ |

હતા તેની કેટલાક વિરોધીઓ ટીકા કરતા હતા પણ મલબારી જાતે હિન્દુ ન હતા છતા સાચા હિન્દી હતા, અને પોતાના દેશબાંધવોનો મોટો ભાગ અજ્ઞાનને લીધે દુખી થાય તે જોઇ તેમનુ હૃદય ઉકળી આવતાથી તે સમાજ સુધારાની હિલચાલમા ઉત્સાહથી પડયા હતા આ માટે તેમની પ્રશસા જ કરવી જોઇએ

હિંદુઓના હાથે કરીને વહોરી લીધેલા સામાજિક દુખાની છાપ તેમના હૃદય પર ઘણા વર્ષોથી પડેલી હતી "નીતિ વિનોદ" મા તેમણે સસાર સુધારાના પ્રશ્નો પર કાવ્યો લખ્યા હતા "હિંદુ આગેવાનોને સૂચના" મા તેમણે લખ્યુ હતુ —

હિંદુ નરો! કઇ તર્ક કરો ને જબરા સ્ત્રીના દુખ મટાડો,
સ્વર્ગ તણી સહુ આશા રાખી કોમળ સ્ત્રીના કષ્ટ ઘટાડો
દુખીયારા નાખે છે નિસાસા તે સુણીને તો હૈડા ફાટે,
અબળાના સબળા વાલી થઇને અબળાને પજવો શા માટે?

"સસારિકા" મા 'બોલ્યુ પાળો' કાવ્યમા તેમણે ભાષણ ખોર સુધારકોની સખત ઝાટકણી કાઢી છે —

ભાષણ ભુકો રે મન ભાવતા લાબા હાથને ફરતી ડોક,
અવસર કામનો રે આવતા કાયર ન્હાસો મૂકી પોક,
બોલ્યુ પાળો રે દેશિયો

મલબારી માનતા હતા કે સુધારકોની કાયરતા અને રૂઢિચુસ્તોની જડતા વચ્ચે રીબાતી અબળાનો ઉદ્ધાર માત્ર સરકારી કાયદાથીજ થઇ શકે જેમ સતી થવાનો અને દેવીને બાળકોનો ભોગ આપવાનો રિવાજ સરકારે કાયદાથી બધ કરાવ્યો તેવી રીતે બાળલગ્નની પણ કાયદેસર બધી થવી જોઇએ એમ તેમનુ માનવુ હતુ તેથી આ પ્રશ્ન તેમણે હિન્દના અધિકારી વર્ગમા ઘણો ચર્ચ્યો હતો, તેમજ ઇગ્લાડમા પણ તે માટે ઘણી ચર્ચા ઉત્પન્ન કરાવી હતી આ વખતે લોર્ડ રીપન હિંદનો વાઇસરૉય હતો હિંદમાની ચળવળનુ સુકાન મહર્ષિ મહાદેવ ગોવિંદ રાનડેના હાથમા સોંપી મલબારી

ઇગ્નાડ ગયા લેકોના મામાજીક રીતરિવાજોની વચ્ચે મરકાર પડે તે અયોગ્ય છે, એવો સખત પોકાર હિંદમા ઉઠાવવામા આવ્યો, અને કેટલાક હિન્દી સભ્યોનો વિરોધ છતા વૉયસરાયની કાઉન્સિલે સમતિ વયનો કાયદો પસાર કર્યો પોતાની આટલી બધી મહેનતનુ પરિણામ આવુ અલ્પ આવેલુ જોઇ મલબારીને ઘણી નિરાશા ઉત્પન્ન થઈ હતી ખાસ કરીને પોતાનાજ દેશબાંધવો તથા કહેવાતા સુધારકો તેની વિરૂદ્ધ પડયા હતા તે જોઈ તેમના હૃદયને ઘણો આઘાત પહોચ્યો હતો.

---

## પ્રકરણ ૪ થું : મહીપતરામનો જય

" સુબોધ ચિંતામણી " અને " સૌરાષ્ટ્ર ચિંતામણી "ના લેખક વલ્લભદાસ પોપટભાઇએ મહીપતરામના મૃત્યુ ઉપર એક કવિતા લખી હતી તેમાં મહીપતરામે રાજનગરમા સુધારા વિરૂદ્ધની હિલચાલના પ્રવાહને પેસવા દીધો ન હતો એમ કહી આ " રાજનગરના નાક ' ની પ્રશંસા કરી હતી. ખરે ગુજરાતમાં સંસાર સુધારાની જ્યોત મુખ્યત્વે મહીપતરામના સુપુત્ર રમણભાઇ તથા લાલશંકર અને હરગોવિંદદાસ કાંટાવાળા જેવા શિષ્યોએ જ ઝગતી રાખી છે.

**લાલશંકર**

લાલશંકર ઉમિયાશંકરનો જન્મ અમદાવાદમાં વિસનગરા નાગર જ્ઞાતિમાં ૧૮૪૫ માં થયો હતો. તેમના પિતા યાજ્ઞિક હતા, અને તેથી લાલશંકર અંગ્રેજી શીખે તે તેમને પસંદ ન હતુ. એટલે લાલશંકરે પિતાથી જુદા થઇ અગ્રેજી અભ્યાસ શરૂ કર્યો. ખાનગી રીતે અભ્યાસ કરી તેમણે ૧૮૬૫ માં મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કરી; અને ૧૮૬૭ મા મદ્રાસ જઈ એફ. એ. ની પરિક્ષા આપી અને તેમાં પસાર થયા. તેમણે કેટલોક સમય અમદાવાદની હાઇસ્કુલમાં અને ગુજરાત પ્રોવિન્શીયલ કોલેજમાં ગણિતના શિક્ષક તરીકે કામ કર્યું અને ૧૮૭૧ માં તે અમદાવાદ સ્મોલકૉઝ કોર્ટમાં કારકુન તરીકે દાખલ થયા. લાલશંકરનું ગણિતનું જ્ઞાન ઘણું જ સારૂં હતું, તેમનું બનાવેલું ગણિતનું પુસ્તક હજી સુધી શાળાઓમાં વપરાય છે અને વખણાય છે.

લાલશંકર મહીપતરામના શિષ્ય હતા અને વિદ્યાર્થી અવસ્થામાંથીજ તેમનુ હૃદય સમાજ સુધારો અને સમાજ સેવા એ વિષયો પર ચોંટ્યુ હતુ તેમણે અમદાવાદમા સને ૧૮૭૧ મા બાળવિવાહ નિષેધક સભાની સ્થાપના કરી અને તે તથા અંબાલાલ સાકરલાલ તેના પ્રથમ સેક્રેટરીઓ થયા એ સભા તરફથી તેમણે બાળલગ્ન નિષેધક પત્રિકા પણ કેટલાક સમય સુધી ચલાવી હતી અમદાવાદની પ્રાર્થના સમાજના તે સંસ્થાની શરૂઆતથી સભાસદ અને પાછળથી પ્રમુખ થયા હતા અને તેના કાર્યમા ઉમંગ ભર્યો ભાગ લેતા ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના ઓનરરી સેક્રેટરી તરીકે ઘણા વર્ષ સુધી કામ કરી તેમણે તે સંસ્થાના આજીવન સભ્યોની સંખ્યામા તથા ભંડોળમા ઘણો વધારો કર્યો હતો

તે પંઢરપુરમા ન્યાયાધીશ હતા ત્યારે એક સમયે સવારમા અંધારામા ફરવા જતા તેમના પગ સાથે કંઈક અથડાયુ તપાસ કરતા તે એક તરતજનુ જન્મેલુ બાળક જણાયુ આથી તેમના લાગણીશીલ અંતઃકરણ પર ભારે અસર થઈ અને વિધવાઓએ તજી દીધેલ બાળકોના રક્ષણ તથા ઉછેર માટે તેમણે પંઢરપુરમા અનાથ બાળ રક્ષક ગૃહ નામની સંસ્થા સ્થાપન કરી ૧૮૭૭ મા દક્ષિણમા દુષ્કાળ પડ્યો તે વખતે તે પંઢરપુરમા હતા ત્યાની પ્રજાને તેમણે અન્નાદિકની સારી મદદ કરી હતી તેમના દયાળુ સ્વભાવને લીધે દક્ષિણના લોકો તેમને 'દેવ મુનસફ'ના નામથી ઓળખતા

અમદાવાદ આવ્યા પછી તે સમાજ સુધારાના કામમા ખૂબ જ મદદ આપતા ૧૯૦૪ મા તેમણે અમદાવાદમા 'સમાજ સુધારા સમાજ' નામની સંસ્થા સ્થાપી આ સમાજને કાયમી સ્વરૂપ આપવા માટે તેમણે પોતાના ખર્ચે તેના માટે એક મકાન બંધાવ્યુ આ સમાજની શાખાઓ ગુજરાતમા સ્થળે સ્થળે સ્થાપવાનો ઉદ્દેશ હતો સમાજનો હેતુ ગુજરાતીઓના સમાજને અને દિશાએ સુધારવા

તો હતો આ સમાજે કેટલાક વર્ષો સુધી કરસનદાસ મૂળજીની જયંતિ ઉજવી હતી ૧૯૦૫ મા સમાજે " ૧૮ મી હિંદી સમાજિક પરિષદનો ગુજરાતી હેવાલ " બહાર પાડયો હતો અને ૧૮૭૬ મા લાલશંકરે ઇશ્વરચદ્ર વિદ્યાસાગરના મૂળ ગ્રથના વિષ્ણુ પરશરામ શાસ્ત્રી પડિતે કરેલા મરાઠી ભાષાતર પરથી " વિધવા વિવાહ " નામનુ પુસ્તક રચ્યુ હતુ તેની બીજી આવૃત્તિ આજ વર્ષમા પ્રસિદ્ધ થઇ

પડિત ઇશ્વરચદ્ર વિદ્યાસાગરે અનાથ હિંદુ વિધવાઓની વ્હાર કરી પોતાનુ નામ અમર કર્યું છે તેમણે પોતાના એકના એક પુત્રનુ લગ્ન એક વિધવા સાથે કરાવ્યુ હતુ આવા મહાન સુધારકના ગ્રથનો લાભ ગુજરાતી વાચકોને આપવાનુ એક મહાન ગુજરાતી સુધારકને સુઝવુ તે યોગ્ય જ હતુ કેવા સયોગોમા પોતે આ પુસ્તક રચવા પ્રેરાયા હતા તે તેમને પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવનામા દર્શાવ્યુ છે પરમેશ્વરે અક્કલ આપી છે તેનો ખરો ઉપયોગ કરવાથી, મારા માણસોના ભાષણ સાભળવાથી તે વિષય ઉપર રચાયલા નિબધો વાચવાથી અને વિધવાઓના અસહ્ય દુખ જેવાથી મારા મનની સપૂર્ણ ખાતરી થઈ, કે આવા વિધવા વિવાહ કરવાનો ચાલ પડવા એ ઘણુજ અગત્યનુ છે આ પણ શાસ્ત્રોમા તેની છુટ આપી છે કે નહિ તેનો મે સારી પેઠે વિચાર કર્યો ન હોતો અમદાવાદમા જ્યારે પુનર્વિવાહ ઉત્તેજક મડળી સ્થાપવાની વાતચીત ચાલી, ત્યારે એ વિશે વધારે માહિતી મેળવાની મને ખાએશ થઇ એક દિવસ એ વિષયપર વાતચીત કરતા સાથ એક મિત્રે મને આ મરાઠી પુસ્તક વાચવા આપ્યુ

મને લાગ્યુ કે જો એ પુસ્તકનુ ગુજરાતીમા ભાષાન્તર થાય, તો શાસ્ત્રથી અજાણ્યા એવા ગુજરાતીઓ તેની ખરી માહિતી મેળવી, પોતાની શકાઓ દુર કરે, અને પોતે જલદી દુખમાથી છુટે તારીખ ૪ થી ડીસેમ્બર સને ૧૮૬૬ ને રોજ જ્યારે અમદાવાદ બાળ વિધવા વિવાહોત્તેજક મડળીના વ્યવસ્થાપક ગૃહસ્થોની સભા ભરાઇ હતી, ત્યારે

આ પુસ્તકના ભાષાંતરની બહુ જરૂર છે, એવું ઘણા જણે કહ્યું. તે ઉપરથી તેનું ભાષાંતર કરવાને સભા આગળ મેં કબુલ કર્યું ”

સને ૧૯૦૭ માં સુરતમાં ભરાયેલ એકવીશમી હિંદી સમાજિક પરિષદના પ્રમુખ થવાનું મોટું માન તેમને મળ્યું હતું. તેમનું અવસાન ૧૯ મી અક્ટોબર ૧૯૧૨ ના રોજ થયું. તેમની યાદગીરી કાયમ રાખવા માટે તેમના મૃત્યુ પછી થએલ સ્મારક ફંડના ટ્રસ્ટીઓએ ગુજરાતમાં સ્વભાષા મારફત ઉચ્ચ કેળવણી આપતી સ્ત્રીઓની કોલેજ સ્થાપવાનો નિશ્ચય કર્યો હતો. તે પ્રમાણે સને ૧૯૨૧ માં અમદાવાદમાં સ્થપાયેલ “ ગુજરાત મહિલા પાઠશાળા ” સાથે શ્રી લાલશંકરનું નામ જોડવામાં આવ્યું છે.

લાલશંકર એક રૂઢિચુસ્ત કુટુંબમાં જન્મ્યા હતા અને તેમના પિતાનો ઇરાદો કર્મકાંડનું શિક્ષણ આપી તેમને પુરોહિત બનાવવાની હતી પણ લાલશંકર નવીન સ્થપાયેલ અંગ્રેજી શિક્ષણ તરફ આકર્ષાયા અને આ પ્રમાણે તેમને પિતાથી જુદા પડવું પડ્યું. આ પહેલી કસોટીમાં જેવી સફળતા મેળવી તેવીજ સફળતા લાલશંકરે પોતાના નિશ્ચયને વળગી રહેવામાં આખી જીંદગી દર્શાવી હતી.

લાલશંકરનો સુધારાનો ખ્યાલ ઘણોજ ઊંડો અને વિશાળ હતો. આપણા દેશની બે મહાન કોમો એટલે હિંદુ તથા મુસલમાન વચ્ચે ઐક્ય સાધવાની અગત્ય હાલમાં કોઈને સમજાવવી પડે તેમ નથી. લાલશંકરને આ અગત્ય વર્ષો પહેલાં જણાઈ હતી એટલુંજ નહિ પણ તેમણે પોતાની માન્યતા આચારમાં મુકી હતી. લગભગ ૨૦ વર્ષ સુધી તેમણે અમદાવાદની અંજુમને ઇસ્લામના મંત્રી તરીકે કામ કર્યું હતું ને સંસ્થાની ફતેહનો મોટો યશ તેમના ભાગે જાય છે. તેમના માટે મુસલમાન ભાઈઓને એટલો બધો પ્રેમ હતો કે ૧૯૦૪ માં અમદાવાદમાં મહોમેડન કોન્ફરન્સ ભરાઈ ત્યારે તેમને તેના સ્વાગત મંડળના પ્રમુખ નીમવામાં આવ્યા હતા. અમદાવાદમાં જે હિંદુ-મુસ્લીમ ઐક્યતા જળવાઈ રહી છે તે લાલશંકર જેવાના પુન્યનું ફળ છે, એમ કહેવું તે કોઈ રીતે અતિશયોક્તિભરેલું નથી.

અસ્પૃશ્યોની સ્થિતિ સુધારના માટે પણ તે ઘણા ઈંતેજાર હતા આ વર્ગના બાળકોને શિક્ષણ આપવા માટે તેમણે એક નિશાળ સ્થાપી હતી જે હજુ પણ ચાલુ છે

દામોદરદાસ સુખડવાળા

મહીપતરામના બીજા શિષ્ય હરગોવિંદદાસ કાંટાવાળા વિષે લખતા પહેલા મહીપતરામ અને લાલશંકરની સાથે સુધારાની પ્રવૃત્તિમા રણ સામ્ય ધરાવનાર દામોદરદાસ સુખડવાળા વિષે અહિં ટુંકામા નિર્દેશ કરવો એ સ્થાને થઇ પડશે

શેઠ દામોદરદાસ ગોરધનદાસ સુખડવાળા લુહાણા જ્ઞાતિના હતા મુંબાઇની પ્રાર્થના સમાજના તે ૧૮૬૮ મા ૨૧ વર્ષની વયે સભ્ય થયા ત્યારથી પ્રાર્થના સમાજના કામમા તે ઘણા ઉત્સાહથી ભાગ લેવા લાગ્યા. તેમનો બાપદાદાનો વેપાર સુખડનો હતો એટલે તે પણ શરૂઆતમા એ વેપારમા પડ્યા પછી તેમણે રૂની દલાલી કરવા માંડી અને તેમા તેમને સારી ફતેહ મળી જ્ઞાન અને અનુભવમા વૃદ્ધિ કરવા માટે ચીન, જાપાન ઇંગ્લાંડ અમેરિકા વગેરે દેશોની મુસાફરી કરી સ્વદેશ પાછા આવ્યા ત્યારે તેમની જ્ઞાતિએ તેમને મહિષ્કારની બીક બતાવી, પણ તેમણે અડગ રહી પ્રાયશ્ચિત કરવાની સ્પષ્ટ ના કહી તેથી થોડો સમય તેમને નાત બહાર રહેવુ પડયુ, પણ પછી ધીરે ધીરે તેમની નાતવાળાઓએ તેમની સાથે વહેવાર શરૂ કર્યો અને અન્તે તે નાતના આગેવાન થઈ ગયા પછી પણ તેમણે સુધારાના કામમા ભાગ લેવાનુ ચાલુ રાખ્યુ અને નાતની વાડીમા મુસલમાન, અસ્પૃશ્ય અને યુરોપિયનનો સાથે પ્રાર્થના સમાજ તરફનુ પ્રીતિભોજન ગોઠવ્યુ તેમની દૃઢતાને પરિણામે નાત આ વિષયમા કંઈ કે ચા કરી શકી નહિ

તેમણે પોતાના ધનનો છુટથી પરોપકારના કામોમા ઉપયોગ કર્યો હતો મુંબઇમા તેમને ઠેકઠેકાણે લાયબ્રેરીઓ સ્થાપી જેમા કોટની "પીપલ્સ ફ્રી રીડીંગરૂમ એન્ડ લાયબ્રેરી" મુખ્ય છે અસ્પૃશ્ય વર્ગના

ઉદ્ધાર માટે તેમણે દ્રવ્યની સહાય આપી એક મિશન સ્થપાવ્યું હતું. તેજ પ્રમાણે પ્રાર્થના સમાજના કાર્યમાં પણ તેમણે ઘણી દ્રવ્યની મદદ કરી હતી.

**હરગોવિંદદાસ કાંટાવાળા**

હરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળાનો જન્મ ઉમરેઠમાં ખડાયતા વણીક જ્ઞાતિમાં ઈ. સ. ૧૮૪૯ માં થયો હતો. રાવસાહેબ મહીપતરામના શિષ્ય હોવાનું સદ્ભાગ્ય તેમને પ્રાપ્ત થતું હતું, અને તેથી તેમના સ્વાભાવિક સાહિત્ય પ્રેમ અને સ્વદેશ–વત્સલતાને પોષણ મળ્યું હતું. અમદાવાદ અને ખેડામાં કેટલોક સમય નોકરી કર્યા પછી ૧૮૭૩માં તે રાજકોટ ટ્રેનીંગ કોલેજના પ્રીન્સીપાલ નીમાયા. અમદાવાદમાં તે તેમના ગુરૂ મહીપતરામ અને મિત્ર લાલશંકરની અસરને લીધે પ્રાર્થના સમાજના કામમાં ભાગ લેતા થયા હતા. રાજકોટમાં પણ શરૂઆતમા તે પ્રાર્થના સમાજમાં જતા, પણ સ્વામી દયાનંદે ૧૮૭૫ માં આર્યસમાજ સ્થાપી ત્યારે તે તેમાં જોડાયા. ૧૮૭૧ થી ગુજરાતમાં આર્થિક અને રાજકીય હિલચાલનાં ચિહ્નો દેખાવા લાગ્યા હતા. તે સાલમાં સુરતમાં "પ્રજા સમાજ" સ્થપાઇ હતી, પણ વકીલ વર્ગ અને શ્રીમંત વર્ગ સમાજમાંથી ખસી ગયા તેથી તે કંઇ કામ કર્યા સિવાયજ ભાંગી પડી ભરૂચમાં પણ તેજ સાલમાં "પ્રજા સમાજ" સ્થપાઇ હતી, તેણે ચારેક વર્ષ સુધી કામ કર્યું અને ૧૮૭૪માં તે પણ બંધ પડી. અમદાવાદમાં ૧૮૭૨માં પ્રજાકીય સમાજ સ્થપાઇ પણ તે તુર્તજ દબાઇ ગઇ. ૧૮૭૫–૭૬ માં ગુજરાતમાં ઠેર ઠેર દેશી કારીગરોને ઉત્તેજન આપવા માટે સભાઓ સ્થપાઇ અને કેટલાક જુવાનોએ પરદેશી માલ ન વાપરવો એવી પ્રતિજ્ઞા લીધી. હરગોવીંદદાસ કાંટાવાળાએ આ હિલચાલમાં ખૂબ રસ લીધો હતો. તેમણે "દેશી કારીગરીને ઉત્તેજન" નામનું પુસ્તક બે ભાગમાં લખ્યું તે સમયે તે પુસ્તકોની ખૂબ વાહવાહ થઇ હતી. સમર્થ ટીકાકાર નવલરામે તેનાં ખૂબ વખાણ કર્યાં હતાં. હરગોવિંદદાસે ગુજરાત, કાઠીઆવાડમાં ગામો ગામ ફરી દેશી કારીગરીને ઉત્તેજન

આપવાના ભાષણો કરવા માંડ્યા ૧ ૧૮૭૫માં હરગોવિંદદાસ ડોક્ટર ગયા અને ત્યાં કેટલાંક વર્ષો સુધી કેળવણી ખાતાના અધિકારી તરીકે કામ કર્યું ત્યાર પછી કેટલોક સમય તેમણે લુણાવાડાના દિવાનનું પદ ભોગવ્યું 'નાત સુધારો'' અને સંસાર સુધારો' નામના ઉપયોગી પુસ્તકો રચી તેમણે સુધારાના કામને મદદ કરી છે જીવનમાં પણ તેમણે પ્રસંગે પ્રસંગે પોતાના સુધરેલા વિચારો અમલમાં મુક્યા છે પ્રાચીન કાવ્યોના સંશોધક તરીકે તેમનું નામ કાયમ રહેશે.

સ્વ સર રમણભાઈ અને નરસિંહરાવને આદ્ય સુધારકોના પ્રતિનિધિ ગણી શકાય સ્વ સર રમણભાઈને

**રમણભાઈ**

સાક્ષરતા અને જાહેર જીવનની સાથે સુધારક પણ પણ વારસામાં મળ્યું હતું તે અમદાવાદની પ્રાર્થનાસમાજના પ્રાણરૂપ હતા. તેના વાજીંત્ર 'જ્ઞાનસુધા''નું તંત્રીપણું તેમણે ઘણાં વર્ષો સુધી ઉત્સાહોથી કર્યું હતું ગુજરાતની સુધારાના સર્વ હીલચાલોને તન મન, અને દ્રવ્યથી ટેકો આપવા તત્પર રહેતા ખાતાના સુધારાના વિચારોને ઘણે મોટે અંશે તેમણે આચારમાં મુક્યા હતા સાહિત્ય સેવા તેમને પ્રિય હતી, અને તે દ્વારા પણ તેમણે સુધારાની સેવા બજાવી છે સુધારકોનો ઉપહાસ કરવામાં મજા માનનાર જૂના વિચારવાળાઓના આચરણમાંથી હસવાજોગ બાબતો શોધી શોધી તેમણે ભદ્રંભદ્રમાં (૧૯૦૦) ખુબ મઝાક કરી છે 'રાઇનો પર્વત' (૧૯૧૪) એ નાટકના પ્રસંગમાં વિધવા વિવાહનો પ્રસંગ તેમણે કુશળતાથી વર્ણવી દીધો છે આ

૧ સુરતમાં હરગોવિંદદાસે ભાષણ કરેલું તે પ્રસંગે કવિ નર્મદાશંકરે પ્રમુખસ્થાનેથી બોલતા કહ્યું હતું "આ વિષય હમણાં જે ચર્ચાય છે તેનું માન દક્ષિણીઓને છે, પણ એ વિષયમાં કોઇએ કાળે પણ જશ લેનારા તો ગુજરાતીઓ જ થશે, કેમકે વેપાર ધંધા વિષે ગુજરાતીઓનીજ પ્રકૃતી બુદ્ધિ વિશેષ છે દક્ષિણીઓની નહીં' કવિની આ ભવિષ્ય વાણી ૬૦ વર્ષે અત્યારે સાચી પડતી દેખાય છે

નાટકમાં આપવા ધારેલ બોધ તેમાં આવતી પ્રતિજ્ઞાની લીટીઓ બરાબર દર્શાવે છેઃ—

સ્ત્રી જાતિની અવદશા-પરિહારવાને,<br>
એવો હુતાશન મહા પ્રગટાવીયું કે,<br>
તેની પ્રચંડ ઉંડી જ્વાલાની માંહી થાશે,<br>
અજ્ઞાન સ્વાર્થ વળી દુર્મતિ સર્વ ભસ્મ

સમાજ સુધારાના ઉચ્ચ આદર્શો અને સિદ્ધાન્તોને સર રમણભાઇએ પોતાના જીવનમાં ઉતાર્યા હતા. સ્ત્રી કેળવણીનો માર્ગ અત્યારે જેવો સરળ થઈ ગયો છે તેવો આજથી ત્રીસ વર્ષ પહેલાં ન હતો. માધ્યમિક કેળવણી પણ તે વખતે નહિ જેવી હતી, તો પછી ઉચ્ચ કેળવણીની તો વાતજ શી કરવી? છતાં સર રમણભાઈ એ અસાધારણ દ્રઢતા અને જાહેર હિમ્મત બતાવી શ્રીમતી વિદ્યા બ્હેનને ઉચ્ચ શિક્ષણની સુગમતા કરી આપી, અને તેમણે જાતે શ્રમ લઇ તેમને તથા શ્રી. શારદા બ્હેનને અભ્યાસમાં મદદ કરી. તેના પરિણામે આ બે વિદુષી બ્હેનો ગુજરાતનાં પ્હેલાં સ્ત્રી ગ્રેજ્યુએટો થવાનું મહાન સદ્‌ભાગ્ય મેળવી શક્યાં. પોતાની પુત્રીઓને પણ તેમણે એટલીજ ખંતથી ઉચ્ચ શિક્ષણ આપ્યું છે. સૌ. સરોજ બ્હેને સમાજ શાસ્ત્રનો વિષય લઈ મુંબઇ યુનિવર્સિટીની એમ. એ ની પદવી મેળવી છે અને શ્રી. વિનોદની બ્હેને અમેરીકા જઇ આજ વિષયમાં એ પદવી પ્રાપ્ત કરી છે. બીજાં બે બ્હેનો મુંબાઇ યુનિવર્સિટીનાં ગ્રેજ્યુએટો છે, ત્યારે તેમનાં સૌથી ન્હાનાં પુત્રી હાલમાં ગુજરાત કોલેજમાં અભ્યાસ કરી રહ્યાં છે.

રમણભાઇ વિધવા વિવાહના કાર્યમાં ઘણીજ સહાય આપતા હતા અને તેમના આશ્રય નીચે અમદાવાદમાં અનેક વિધવા વિવાહો થયા હતા. સને ૧૯૦૮માં અમદાવાદમાં ઉજવાએલ સ્ત્રીબોધ અને સંસાર સુધારાની જ્યુબિલી પ્રસંગે તેમણે "સંસાર સુધારાની પદ્ધતિઓ" એ વિષય ઉપર મનનીય વ્યાખ્યાન આપ્યું હતું. તેજ પ્રમાણે ૧૯૧૬માં

અમદાવાદમાં ભરાયેલ સંસાર સુધારા પરિષદના સ્વાગત મંડળના પ્રમુખ તરીકે તથા ૧૯૧૮મા નડીઆદમાં ભરાએલ. ગુજરાત સમાજસુધારા પરિષદના પ્રમુખ તરીકે તેમણે સંસાર સુધારા વિષે ઘણાંજ વિદ્વતાપૂર્ણ અને વ્યાવહારિક સૂચનાઓયુક્ત વ્યાખ્યાનો આપ્યાં હતા.

નડીઆદના ભાષણમા તેમણે સંસાર સુધારાની સ્વતંત્રતા, સમાનતા અને પ્રજાત્વની ભાવના સમજાવી છે તે સમાજ સુધારાના અભ્યાસીએ વિચારવા લાયક છે. સ્વતંત્રતાની ભાવના સમજાવતા તેમણે કહ્યું હતુઃ "દરેક પુરૂષને અને દરેક સ્ત્રીને સ્વતત્રતાનો અમૂલ્ય અધિકાર છે; જન સમાજની એકદર સ્વતત્રતા જળવાય માટે છુટક વ્યક્તિની સ્વતંત્રતાના વ્યવહારના નિયમ થઇ શકે; પણ અપરાધ સિવાય કોઇ વ્યક્તિની સ્વતંત્રતા છીનવી લેવાય નહિ, અને અપરાધ માટે પણ દંડ પૂરતી જ તે લઇ લેવાય. આ મહાન ભાવના રાષ્ટ્રીય જીવન પેઠે સામાજિક જીવનમા પણ પ્રવર્તવી જોઈએ. એ પ્રતીતિથી જાગૃત થઇ આપણે લગ્નના વિષયમા સ્વાતંત્ર્ય સ્થાપવા પ્રયત્ન કરીએ છીએ." પસંદગીનાં લગ્ન, વિધવા-વિવાહ, સ્ત્રીઓને કુંવારા રહેવાની છૂટ, સ્ત્રી કેળવણી, ઓઝલનો નાશ વગેરે માગણીઓ આવી સ્વતંત્રતાની ભાવના પરજ આધાર રાખે છે, અને તેનો વિરોધ ન્યાયપરાયણ દૃષ્ટિવાળાથી કરી શકાય જ નહિ એમ તેમણે વિસ્તારથી દર્શાવ્યુ છે.

હાસ્ય અને કટાક્ષની તેમની અસાધારણ શક્તિનો ઉપયોગ તેમણે સામાજિક દુષણો ખુલ્લા કરવામા વારંવાર કરેલો જોવામાં આવે છે. તેમનુ સમસ્ત જીવન આદર્શ સુધારકને અનુરૂપ હતુ. તેમના મૃત્યુની નોધ લેતાં મહાત્મા ગાધીજીએ લખ્યુ હતુઃ "જે માણસ એક પણ વિધવાનાં આંસુ લુછે છે, જે એક પણ બાળાને લગ્નના નામે ઓળખાતા પશુયજ્ઞમાંથી બચાવી લે છે, જે એક પણ અંત્યજની નિઃસ્વાર્થ સેવા કરે છે, તે દેશની અને સમાજની શુદ્ધ સેવા કરે છે; ને સંભવ છે કે મહા ધુરંધર રાજ્ય પ્રકરણી યોદ્ધાની લડાઇ ભૂલાઇ જશે, ત્યારે આવી ખુણે ખોચરે થતી સેવા ફળ જ આપ્યાં કરતી હશે. જે સેવાની પાછળ તાળીના અવાજ નથી પણ

જેનો પાછળ પ્રભુના આશિર્વાદ છે, તે સેવા તો ખરી છે જ. આવી સેવા રમણભાઇની હતી."[2]

**નરસિંહરાવ**

૧૯૧૩માં અમદાવાદમાં ભરાયેલ પ્રાન્તિક સુધારાસમાજના પ્રમુખપદેથી રા. નરસિંહરાવે જે ભાષણ આપ્યું હતું તે હજુ ઘણા ગુજરાતીઓના સ્મરણમાં હશે. પણ આ પ્રમાણે સુધારક તરીકે જાહેરમાં આવવાનો મુખ્ય પ્રસંગ તો તેમના માટે લગભગ આ એક જ છે. રા. નરસિંહરાવનું આચરણ સુધારકને શોભાવે તેવું છે, પણ સુધારાની જાહેર હીલચાલોમાં તે બહુ આગળ પડતો ભાગ લેતા નથી. તે નવી ગુજરાતી કવિતાના આદ્યપ્રણેતા છે, અને કવિતા મારફતે જ સુધારાનો બોધ તેમણે આપ્યો છે.

*હિંદુ સમાજમાં વ્યાપિ રહેલ અનેક અનર્થોથી તેમનું હૃદય* કંપે છે. ગંમાર સુધારા સમાજના પ્રમુખપદેથી આપેલ ભાષણમાં તેમણે જ્ઞાતિ સંસ્થાને "જૂના મક્કમ પાપી માણસ"[3] ની ઉપમા આપી હતી. ખાસ કરીને અનાથ અબળાઓ પ્રત્યેના અત્યાચારોથી તેમનું કવિ હૃદય કકળી ઉઠે છે. કુસુમમાળામાં વિધવાનો વિલાપ તથા હૃદયવીણામાં "ઠગાયેલી વિધવા અને તેનું માંદું બાળક," "ફસી પડેલી બાળ વિધવા," "કારાગૃહમાંની વિધવા" અને "વિધવા બાલાશ્રમની પાસે" એ કરુણરસભર્યાં કાવ્યો કોમળ અને મધુર રીતે વિધવાઓની વકીલાત કરે છે નૂપુરઝંકારનું સુંદર કાવ્ય "ભારત જનનીની અશ્રુમાળા" પણ વિધવાઓની કરુણાવસ્થા દેખીને જ ટપકે છે.

---

૨ નવજીવન તા. ૧૧-૩-૨૮

૩ "નાતની સંસ્થા જીર્ણ થઇ ગઇ છે અને હાલના જમાનાને પ્રતિકૂલ છે. લોકનું કલ્યાણ કરવાની નાતની સત્તાનો અંત આવ્યો છે, અને એક જૂના મક્કમ પાપી માણસની પેઠે નોકાન અગર નુકસાન કરવાની સત્તા તેનામાં રહી છે, અથવા તેણે પ્રાપ્ત કરી છે."

બુદ્ધિપ્રકાશ, એપ્રિલ ૧૯૧૩

# પ્રકરણ ૫ મું

## સ્ત્રીઓની ઉન્નતિ.

—○:—

સ્ત્રીઓનીઉન્નતિ માટે, સ્ત્રી શિક્ષણ વિધવા વિવાહ, અનેક પત્નીઓ કરવાનોરિવાજ નાબૂદ કરવો, વૃદ્ધ પુરૂષોના બાળકીઓ સાથે અને નાના બાળકોના મોટી કન્યાઓ સાથે લગ્ન કરવાથી થતા કજીઆ અટકાવવા, વગેરે માટે સુધારકોનો પ્રયત્ન હતો અને હજુએ છે

**સ્ત્રી કેળવણી** —આ દેશના અજ્ઞાન અને નિરક્ષરતાનું મોટું કારણ સ્ત્રી જાતિની નિરક્ષરતા છે. અનેક કારણોથી સ્ત્રીઓની પદવી હલકી ગણાઇ છે અને તેમને જ્ઞાનવાન કરવા તે અનિષ્ટ અને હાનિકારક મનાયું છે માતા અજ્ઞાન હોય ત્યારે બાળકો પણ અજ્ઞાન રહે. ૧૮૫૪ ના સર ચાર્લ્સ વુડના કેળવણીના યાદગાર ખરીતામાં લખવામાં આવ્યુ હતુ " હિંદુસ્તાનમા સ્ત્રી કેળવણીનુ મહત્વ જેટલુ અંકાય તેટલુ ઓછુ જ છે... ..કોઈ પણ પ્રજામા સમગ્ર પ્રજાની બુદ્ધિ અને નીતિ પુરૂષોની કેળવણીથી ખીલે તેના કરતા સ્ત્રી કેળવણીથી વધારે ઝડપથી અને જોરથી ખીલે છે. " આવા શબ્દોથી સ્ત્રી કેળવણીના કાર્યને અમારો પૂરો ટેકો અને સહાય છે એમ તેમણે જણાવ્યું હતું પણ **યથા પ્રજા તથા રાજા** એ પ્રજાતંત્રના જમાનાના સૂત્ર પ્રમાણે પ્રજાએ જેમ આ તરફ ઓછું લક્ષ આપ્યું છે,

તેમ ગજ્યે પણ આ બાજુએ નહી જેવુ જ ધ્યાન આપ્યુ છે ૧૮૫૪ પછીના ૫૦ વર્ષમા કન્યા કેળવણી ઝડીના કરતા પણ ઓછા વેગે વધી છ ૧૯૦૬–૭ ની આખરે આખા હિંદમા કન્યાઓને શીખવવાની કુલ સસ્થાઓ (કે લેજો અગ્રેજી શાળાઓ તથા પ્રાથમિક શાળાઓ મળી) ૧૨ ૫૦૦ હતી હિંદુસ્તાનમા શહેરો અને ગામડા મળી લગભગ ૫૩૫૦૦૦ છે એટલે આ હિસાબે દર સો ગામે ૨૬ કન્યાશાળા થઈ આ સખ્યા ૧૯૧૪–૧૫ ની આખરે વધી ૧૯,૫૦૦ની થઇ લોર્ડ કર્ઝનના વખતમા રૂપિયાની કિમત ખોટી રીતે વધારી દેવાથી સરકારી તીજોરીમા ઘણી બચત રહેવા લાગી, અને તેમાથી કઇ ભાગનો ઉપયોગ કેળવણીના કામમા થયો તેથી આ વધારો થયો, પણ તે નહી જેવોજ ગણાય જેવી આખા દેશની સ્થિતિ તેવીજ લગભગ ગુજરાતની સ્થિતિ છે

૧૯૨૧ ના વસ્તીપત્રકમા ગુજરાતી લખી વાચી જાણતી સ્ત્રીઓના છેલ્લા ૨૦ વર્ષના આકડાઓ આપવામા આવ્યા છે તે પરથી કેળવણીની પ્રગતિનો–ખરૂ કહીએ તો મદગતિનો–ખ્યાલ આવશે

દર હજારે લખી વાચી જાણતી સ્ત્રીઓ

| | ૧૯૦૧ | ૧૯૧૧ | ૧૯૨૧ |
|---|---|---|---|
| જીલ્લાઓ | ૧૬ | ૨૬ | ૪૨ |
| પાલણપુર એજન્સી | ૩ | ૫ | ૮ |
| મહીકાંઠા | ૩ | ૫ | ૯ |
| રેવાકાંઠા | ૦ | ૬ | ૧૩ |
| કાઠિયાવાડ | ૧૩ | ૨૦ | ૩૬ |
| વડોદરા | ૮ | ૨૧ | ૪૦ |

ખાનગી અને સરકારી પ્રયાસથી પ્રાથમિક શાળાઓ તો કઇક અંશે ગુજરાતમાં સ્થપાઇ છે પણ માધ્યમિક શિક્ષણની તો લગભગ કઇજ પ્રગતિ થઇ નથી સરકારે અમદાવાદમાં અને વડોદરા, ભાવનગર

તથા ગોંડળના દેશી રાજાઓએ પોતપોતાના મુખ્ય શહેરોમાં એક એક કન્યાઓ માટેની હાઇસ્કુલ ખોલી છે. પણ ગુજરાતનો વિસ્તાર જોતાં આ કંઇજ નથી. માધ્યમિક અને ઉચ્ચ સ્ત્રી શિક્ષણનો પ્રચાર જાણવા માટે ૧૯૨૧ ના વસ્તીપત્રકમાં આપેલ નીચેના આંકડાઓ ઉપયોગી થઇ પડશે.

| પ્રદેશ | દર દશ હજારે અંગ્રેજી લખી વાંચી જાણનાર |
|---|---|
| અમદાવાદ | ૨૭ |
| ભરૂચ | ૧૧ |
| ખેડા | ૫ |
| પંચમહાલ | ૪ |
| સુરત | ૨૪ |
| ખંભાત | ૪ |
| કચ્છ | ૧ |
| કાઠિયાવાડ | ૮ |
| મહીકાંઠા | ૧ |
| પાલણપુર એજન્સી | ૨ |
| રેવાકાંઠા ,, | ૩ |
| સુરત | ૫ |

કુમારી કાર્પેન્ટરઃ—હિંદના સ્ત્રી કેળવણીના ઇતિહાસ સાથે કુમારી મેરી કાર્પેન્ટરનું નામ સર્વદા જોડાઇ રહેશે. તેનો જન્મ ૧૮૦૭ માં ઇગ્લાંડમાં થયો હતો. રાજા રામમોહનરાય અને સત્યેંદ્રનાથ ટાગોરના સંસર્ગને લીધે તેને હિંદુસ્તાનમાં આવવાનું મન થયું. તેણે ચાર વખત હિંદુસ્તાનની મુસાફરી કરી હતી. તે દરમ્યાન તે ગુજરાતમાં અમદાવાદ, વડોદરા, સુરત વગેરે સ્થળે આવી ગઇ હતી. તેણે સરકાર પાસે શિક્ષિકાઓ તૈયાર કરવાના હેતુથી જુદે જુદે સ્થળે "ફીમેલ નૉર્મલ સ્કુલ્સ" ઉઘડાવી. સ્ત્રી કેળવણીનો_ ફેલાવો

અને કેદખાનાઓમા સુધારો કરવાના માટે તે અંત પ્રયાસ કરતી- ૧૮૭૭ મા ૭૦ વર્ષની વયે તે મરણ પામી તેણા ઉઘડાવેલ નૉર્મલ સ્કુલમાંથી એકજ સંસ્થા અત્યાર સુધી ટકી રહી છે—

મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનિંગ કૉલેજ—૧૮૭૦મા અમદાવાદમા મીસ કાર્પેન્ટરે સ્થાપન ફીમેલ નૉર્મલ કલાસને ૧૮૭૪ મા ફીમેલ ટ્રેનીંગ કૉલેજ એવુ નામ પ્રથમ અપાયેલુ જોવામા આવે છે તેની શરૂઆત ૭ વિદ્યાર્થીનીઓથી કરવામા આવી હતી. અમદાવાદના શેઠ બેચરદાસ અંબાઇદાસ લશ્કરીએ પોતાની પુત્રી મહાલક્ષ્મીના સ્મરણાર્થે ફીમેલ ટ્રેનીંગ કૉલેજ માટે મકાન બાંધવા મારી રકમ આપી તેથી આ સંસ્થા સાથે તેમનુ નામ જોડાયુ કન્યાઓને અંગ્રેજી શિક્ષણ આપવાની માગણી શહેરીઓ તરફથી કરવામા આવવાથી થોડા વર્ષો પછી આ સંસ્થામા અંગ્રેજીનુ શિક્ષણ શરૂ કરવામા આવ્યુ આ સંસ્થાના પચાસ વર્ષની કારકીર્દી દરમ્યાન તેમાંથી હજારેક સ્ત્રી શિક્ષિકાઓ તૈયાર કરી ગુજરાતના ગામડાંને અજ્ઞાનાંધકાર દૂર કરવા માટે મોકલવામા આવેલ છે ત્યા અંગ્રેજી શિક્ષણ લીધેલમાંથી લગભગ પચીસેક બ્હેનોએ ગ્રેજ્યુએટની પદવી લીધી છે

લેડી વિદ્યાગૌરી તથા મીસ શારદાગૌરી—૧૯૦૧ મા લેડી વિદ્યાગૌરી રમણભાઇ નીલકંઠ અને સૌ શારદાગૌરી સુમંત મહેતા એ બે બ્હેનોએ બી એ ની પરીક્ષા પાસ કરી ગુજરાતના આ બે પ્હેલા ગ્રેજ્યુએટ બ્હેનોએ પોતાની વિદ્યાનો ઉપયોગ સ્ત્રીજાતિની ઉન્નતિ કરવામા કર્યો છે તેઓ આપણા પ્રસિદ્ધ સુધારક ભોળાનાથ ભાઇના દોહિત્રીઓ છે, તથા નાનપણથી પણ સુધારક કુટુંબો સાથે જોડાયા છે તેથી તેમણે સુધારાના વિષયને પોતાનો કરી લીધો છે તેમણે સ્વ. રમેશચંદ્ર દત્તના "સંસારી પુસ્તક "સંસાર" (સુધાહાસિની) તથા વડોદરાનાં મહારાણી ચીમનાબાઇના પુસ્તક, The position of women in India ના ભાષાંતરો

કર્યા છે. શ્રી ૬ ડાહીના કામમ તેઓ સક્રિય ભાગ લે છે.
**માસિકો પુસ્તકો વગેરે**— " સ્ત્રીબોધ " પત્ર લગભગ ૭૦ વર્ષ પહેલા ઈ. સ. ૧૮૫૮ મા સ્ત્રીઓની ઉન્નતિ કરવાના હેતુથી મુંબાઇમા સ્થાપવામા આવ્યુ હતુ. કરસનદાસે શરૂ કરેલુ આ માસિક પાછળથી સુધારક કેખુશરૂ નવરોજી કાબરાજીના હાથમા આવી ઘણું જોરદાર બન્યુ કાબરાજીની કલમ સુધારાને મદદ કરવા હંમેશા તૈયાર હતી. કોઇ દુ ખી અને જુલમી રિવાજોથી પીડાયેલી વિધવાને મદદ કરવાની જરૂર હોય ત્યારે તે સૌથી આગળ મેદાને પડતા સ્ત્રીબોધે અનેક વર્ષો સુધી ગુજરાતી સ્ત્રીઓની એકસરખી સેવા બજાવી છે, અને હજુ પણ બજાવે છે, તેમા કાબરાજી કુટુ બનો ભાગ સૌથી વધારે છે. સ્ત્રીઓનુ બીજુ પત્ર " સુન્દરી સુબોધ ' હતુ તે ' બન્ધુ સમાજ " નામના યુવકોના મ ડળે શરૂ કર્યું હતુ સ્ત્રીઓની ઉન્નતિ કરવી એ આ સમાજનો મુખ્ય ઉદ્દેશ હતો તેમના સભ્યોમાથી રામમોહનરાય અને સ્વ ભોગીન્દ્રરાય મુખ્ય ગણી શકાય —

**શ્રી રામમોહનરાય જસવંતરાય દેશાઇ** —હાલોલના ઇનામદાર છે અને અમદાવાદમા રહે છે " સુન્દરી સુબોધ " પછીથી તે એકલાજ ચલાવતા હતા તેમની વાર્તાઓ " યોગિની " અને ' બાવા"મા સ્ત્રી જીવનના પ્રશ્નોની ગભીર ચર્ચા કરવામા આવી છે ' સ્હાવુ અને રહેવુ " એ તેમનો સ્ત્રીઓને ઉપદેશ છે

**ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટિયા**—તે સ્વભાવથીજ સમાજ સેવક હતા. ગરીબોની દાઝથી તેમનુ હૈયુ દાઝતુ તેમણે મુબાઇના સેવાસદનમા આસિસ્ટન્ટ સેક્રેટરી તરીકે અને પન્નાલાલ જૈન હાઇસ્કુલમા શિક્ષક તરીકે કામ કર્યું હતુ તમણે ' ઉષાકાન્ત " " મોહિની " "સ્ત્રીએ અને સમાજ સેવા " વગેરે ઘણા પુસ્તકો લખ્યા છે. પુરૂષો તરફથી સ્ત્રીઓને થતા નાના મોટા અન્યાયો સામે તેમણે સ્થળે સ્થળે પોકાર ઉઠાવ્યો છે

નૂતન ગુજરાતી સાહિત્યમા સ્ત્રીઓની ઉન્નતિ કરવા ઘણાઘી અનેક લેખકોએ લખ્યુ છે પણ તે સર્વ વિષે લખતા અતિ વિસ્તાર થઈ જાય માટે તેમના પ્રતિનિધિરૂપ કવિ ન્હાનાલાલની ભાવનાઓ વિષેજ કઇક કહી અમે સતોષ માનીશુ

"પ્રેમ-ભક્તિ"

ગ. ન્હાનાલાલનુ આખુયે સાહિત્ય તેમણે પસદ કરેલા તખલ્લુસ પ્રમાણે પ્રેમભક્તિનુ છે અને તે સહેતુક છે 'પ્રેમકુજ'મા કવિ સ્પષ્ટ રીતે કહે છે – 'પ્રેમની પુનઃસ્થાપનાની કવિતા જગત આજ માગે છે" કવિપ્રવરે સંયોગ અને વિપ્રલભ શૃગારનુ વર્ણન કર્યુ છે, ત્યારે આપણા કવિશ્રીએ એ બન્ને માથી એકે નહી પણ ત્રીજાજ પ્રકારના પ્રેમજીવનની કથા કહી છે

ગ. ન્હાનાલાલનો પ્રેમ સદેશ બે પ્રકારમા વહેચી શકાય સ્નેહ લગ્ન અને લગ્ન સ્નેહ. સસાર સુધારાનો હીલચાલે સ્નેહ લગ્નનો પ્રશ્ન આપણા દેશમા કેટલાક કાળથી ઉત્પન્ન કર્યો હતો રણછોડભાઇ ઉદયરામનુ નાટક 'જયકુમારી વિજય" આજ પ્રશ્ન પર લખાયુ છે કવિ ન્હાનાલાલના એકે એક પુસ્તકનો મુખ્ય વિષય સ્નેહ લગ્નનો છે ગોવર્ધનરામની કુમુદ કે કુસુમ બન્નેમાથી કોઇકુ સ્નેહ લગ્ન થયુ ન હતુ ગ. ન્હાનાલાલના જયા, ઉષા અને બીજી સર્વ નાયિકાઓ સ્નેહ લગ્નથીજ વરે છે કુસુદનાજ પ્રસગમા ગોવર્ધનરામે દેહલગ્ન અને સ્નેહ લગ્નનો તફાવત પ્રથમ ચર્ચ્યો, પણ તે પ્રશ્નને પોતાની નાયિકા અને નાયકના જીવનમા શ્વાસોચ્છ્વાસની માફક સ્વાભાવિક બનાવી મુકનાર તો કવિ ન્હાનાલાલ જ છે

નવગુજરાત સ્નેહલગ્ન માટે તલસતુ હતું ગુણુના કજોડાની કથા પણ સ્નેહ લગ્નના પ્રથમ નાટકકાર રણછોડભાઈએ કરી હતી. પછી લલીતા અને નંદનના કરતા પણ વધારે દુઃખદાયક કુમુદ અને પ્રમાદનુ ગુણુનુ કજોડુ ગોવર્ધનરામે ચિતર્યુ આવી દુઃખદ

સ્થિતિમાંથી મુક્ત થવા ગુજરાતનો યુવક વર્ગ તત્પર હતો, તેને વિશે સ્નેહ લગ્નનો મંત્ર આપ્યો. સંસારના સર્વ દુઃખોનો નાશ કરવા માટે આ એકજ ઉપાય છે, એમ કવિ પોકારી પોકારીને કહે છે. સ્નેહ લગ્નના આપણા કવિ લગ્ન સ્નેહના પણ મહત્તમ ઉપાસક છે.

ચોરવાડના ગિરનારા બ્રાહ્મણ શ્રી પઢીઆર અમૃતલાલ સુંદરજી એ સામાન્ય શિક્ષણ પામેલ સ્ત્રીઓ સહેલાઈથી **પઢીઆર** સમજી શકે તથા તેમના વિચારો ઉન્નત અને પવિત્ર થાય એવા લખાણવાળા અનેક 'સ્વર્ગ'ના ગ્રંથો લખ્યા છે. તેમાં 'સ્ત્રીઓનું સ્વર્ગ' અને 'સ્વર્ગની સુંદરીઓ' મુખ્ય છે. 'આર્ય વિધવા' એ પુસ્તક તેમની વિધવાઓ પ્રત્યેની લાગણી દર્શાવે છે. તેમના ગ્રંથોએ સ્ત્રીસમાજ પર સારી અસર કરી છે.

આ સ્થળે સ્ત્રી લેખિકાઓની સેવાની નોંધ કરવી જોઇએ. તેમણે સ્ત્રીઓની ઉન્નતી અર્થે લખ્યું છે. એટલુંજ નહિ પણ તેમના દૃષ્ટાંતથી અન્ય સ્ત્રીઓમાં વિદ્યા મેળવવાની હોંસ જાગૃત થઇ છે. આ પ્રમાણે હોવાથી સ્ત્રીઓની ઉન્નતિના કાર્યમાં તેમનો ફાળો ઓછો ન ગણાય.

**સ્વ. સુમતિ**—ભાવનગરના પ્રસિદ્ધ નાગર ગૃહસ્થ લલ્લુભાઇ શામળદાસના પુત્રી હતા. સાગરીઆવાળા સુવિખ્યાત વ્યાખ્યાનકાર અનન્તમાં વૈષ્ણવના શિષ્યરૂપે રહી તેમણે જ્ઞાન પ્રાપ્તિ કરેલી. ૧૯૧૧ માં નાની વયમાં તેમનું અવસાન થયું તો પણ તે અનેક પુસ્તકો મૂકતા ગયા છે. તેમણે શાન્તિ, અનેકમલકુમાર નામે નવલકથાઓ, મધુરી તથા અગ્નિકુમાર નામકો અને સ્નેહ સોપાન માન વગેરે સંગ્રહ ગ્રંથો લખ્યા છે. વસન્ત, સુંદરી સુબોધ, આનંદ વગેરે માસિકોમાં તેમના લેખો પ્રસિદ્ધ થતા હતા.

આધારૂ મહનામમા ગ્હેવા નાગા ગામે ગામ ફરી લોકાને મમ નવી વનિતા વિશ્રામ માટે ફ. મેળવવાનો પ્રયામ પોતે કરે છે

**અમદાવાદ વનિતા વિશ્રામ**—આ મસ્થાની સ્થાપના સ્વ અમાનાન માઉગ્નાતના દૌહિત્રી ગ સ્વ સુલોચના બ્હેને કરી છે શરૂઆતમા વિધવાઓને વીવણુ ભરત ગુથણુ તથા ધાર્મિક શિક્ષણુ આપવામા આવતુ હતુ ૧૯૧૪ મા સૌ શારદા બ્હેન મહેતાની મદદથી આ મસ્થાને અંગે 'મહિલા વિદ્યાલય' નામે શાળા ખોલવામા આવી તેમા ૧૧ વર્ષનો અભ્યાસક્રમ રાખવામા આવ્યો છે, અને તેમા અંગ્રેજી ગુજરાતી ઇતિહાસ ભૂગોળ મસ્કૃત હિન્દી સંગીત સીવણુ તથા ચિત્રકામનુ શિક્ષણુ આપવામા આવે છે વિદ્યાલય પૂનાની ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ સાથે જોડાયેલુ છે મસ્થામાથી અત્યારસુધી વિદ્યાર્થીનીઓએ વિદ્યાપીઠની પ્રાવેશિક તથા શાળાન્ત પરીક્ષા પસાર કરી છે કેટલીકે ત્હેના મહિલા પાઠશાળામા આગળ અભ્યાસ કરવા એ થઇ છે

ઉપર દર્શાવેલ મહિલા વિદ્યાલય તથા હવે પછી નીચે લખેલી મસ્થાઓ શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરશી ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ સાથે જોડાયેલ છે એટલે તેના માર્મિક પરિચય અત્ર આપવા જોઇએ

## ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ

પ્રો ધોંડો કેશવ કર્વે પૂનામા વિધવાશ્રમ ચલાવતા હતા અને ત્યાથી તેમણે કેટલાક વિદ્યાર્થિનીઓને મુબાઈ યુનિવર્સિટીની મેટ્રીકની પરીક્ષા માટે મોકલી આપ્યા હતા ૧૯૧૫ ના ડીસેમ્બરમા મુબાઇમા ભરાયેલ હિંદી સમાજ સુધારા પરિષદનુ પ્રમુખપદ સ્વીકારવાનુ આમત્રણુ મળ્યુ તે પહેલા થોડા દિવસ પર પ્રો કર્વેને કોઇ અંગતશ્વા મિત્રે જાપાનની સ્ત્રીઓની યુનિવર્સિટીન

માહિતીપત્ર મોકલ્યુ આ વિદ્યાપીઠનો શિક્ષણક્રમ વાંચી પ્રો. કર્વેના પર ઘણી અસર થઇ અને તેમના મનમા તેવી સંસ્થા હિંદમા સ્થપવાની ભાવના જાગૃત થઇ મુંબાઇની પરિષદમા તેમણે પોતાનો આ વિચાર જાહેર કર્યો અને ૧૯૧૬ મા ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠની સ્થાપના થઇ ૧૯૨૦ મા ગુજરાતી દાનવીર શેઠ વિઠ્ઠલદાસ દામોદર ઠાકરશીએ વિદ્યાપીઠને પદર લાખ રૂપિયાની બાદશાહી સખાવત કરી. તેમા એવી ગોઠવણ કરવામા આવી કે હાલ તુરત વિદ્યાપીઠને તેનુ વ્યાજ આપવુ અને અમુક શરતો પૂરી થાય ત્યારે મુદ્દલ રકમ આપવી વિદ્યાપીઠ સાથે દાતાના માતુશ્રીનુ નામ જોડી તેને "શ્રીમતી નાથીબાઇ દામોદર ઠાકરશી ભારતવર્ષીય મહિલાવિદ્યાપીઠ" એવુ નામ આપવામા આવ્યુ આ અણધારી મદદ મળવાથી વિદ્યાપીઠના કામમા ઘણુ ઉત્તેજન મળ્યુ અને સ્વ. શેઠ વિઠ્ઠલદાસે શરૂ કરવાની ભલામણ કરી હતી તેથી અને અભ્યાસક્રમ પણ અનુકૂળ લાગવાથી ગુજરાતની નવી સ્થપાયેલી સ્ત્રી શિક્ષણની સંસ્થાઓ તેની સાથે જોડાઇ

મુંબાઇ યુનિવર્સિટીનો અભ્યાસક્રમ સ્ત્રીઓને માટે યોગ્ય નથી એ વિચાર ગુજરાતના કેળવણીકારોને સ્વતંત્ર રીતે સૂઝ્યો હતો અને તેથી અમદાવાદ અને સુરતમા મહિલા વિદ્યાલયો સ્થપાયા હતા આદર્શની સમાનતા લાગવાથી આ સંસ્થાઓ પૂનાની વિદ્યાપીઠ સાથે જોડાઇ અને એવી બીજી સંસ્થાઓ ધીમે ધીમે ગુજરાતમા જુદાજુદા સ્થળે નીકળવા લાગી

સરકારી યુનિવર્સિટીઓનો અભ્યાસક્રમ છોકરાઓની જરૂરિયાતો ધ્યાનમા લઇ ઘડવામા આવ્યો છે× વળી શિક્ષણનુ વાહન અંગ્રેજી

---

× અમને તો અમારા અલ્પ અનુભવથી એમ લાગે છે કે સ્ત્રીઓને સ્ત્રીઓ બનાવવાની કેળવણી નથી આપવામા આવતી પણ તેમને પુરુષ બનાવવાની કેળવણી આપવામા આવે છે—મણિલાલ (સુદર્શન ગદ્યાવલી, પાનુ ૪૩૪)

છે. આ વિચિત્ર પરિસ્થિતિ હિંદુસ્તાન સિવાય જગતના બીજા કોઈ દેશમાં નથી. હિંદુસ્તાનમાં જો સ્ત્રી શિક્ષણની પ્રગતિ ઝડપથી કરવી હોય તો શિક્ષણ દેશી ભાષાઓ મારફત આપવું જોઇએ અને અભ્યાસક્રમ સ્ત્રીઓની જરૂરિયાતોને પહોંચી વળે તેવો હોવો જોઇએ. મહિલા વિદ્યાપીઠમાં આ બન્ને બાબતો લક્ષમાં લેવામાં આવી છે. ગણિત, ભૂગોળ, સંસ્કૃત વગેરે બૌદ્ધિક વિષયોની સાથે શિવણ, સંગીત, ચિત્રકામ વગેરે કલાઓનું શિક્ષણ ઐચ્છિક વિષયો તરીકે દાખલ કરવામાં આવેલ છે. ગૃહ વિજ્ઞાન, અંગ્રેજી, ઇતિહાસ અને માતૃભાષાનું શિક્ષણ ફરજીયાત છે. અંગ્રેજી સિવાયનું બધુ જ શિક્ષણ માતૃભાષાદ્વારા આપવામાં આવે છે. શાળાના અભ્યાસના અન્તે શાળાન્ત અને કોલેજમાં દાખલ થવા માટે પ્રાવેશિક પરીક્ષા વિદ્યાપીઠ તરફથી લેવામા આવે છ. ત્રણ વર્ષના કોલેજના અભ્યાસ પછી છેલ્લી પરીક્ષા પાસ કરનાર વિદ્યાર્થીનીને જી એ. ( ગ્રેજ્યુએટ ઇન આર્ટ્સ-ગૃહીતાગમા )ની પદવી આપવામા આવે છે. સરકારે પ્રાવેશિક પરીક્ષા અમુક અમુક ઐચ્છિક વિષયો લઈ પાસ કરનાર વિદ્યાર્થિઓને એસ. સી. પી. એન્ડ એમ તથા એમ. ટી સી. ની પરિક્ષા માટે દાખલ કરવાનું સ્વીકાર્યું છે. ગુજરાતી પ્રજાએ મહિલા વિદ્યાપીઠના શિક્ષણને સારી રીતે અપનાવી લીધુ છે. જે બ્હેનો કદી પણ માધ્યમિક કે ઉચ્ચ શિક્ષણનો લાભ મેળવી શકત નહિ તેવી અનેક બ્હેનો માત્ર સ્ત્રીઓ માટે અલાહેદી ગોઠવણ, માતૃભાષા દ્વારા શિક્ષણ અને અનુકૂળ વિષયોની સગવડ મળવાથી કેળવણી પામી શક્યા છે, એમ મહિલા વિદ્યાપીઠ અભિમાન સાથે કહી શકે. વિદ્યાપીઠની વિદ્યાર્થિનીઓ પોતાના જ્ઞાનનો ઉપયોગ માધ્યમિક શિક્ષણનો ફેલાવો કરવામાં કરી રહેલ છે. દેશીરાજ્યો, મ્યુનિસિપાલીટીઓ અને સરકારે પણ વિદ્યાપીઠનાં ગ્રેજ્યુએટોની શિક્ષણ સંસ્થાઓમાં નિમણુંકો કરી છે તે આનંદ પામવા જેવુ છે.

**સુરત મહિલા વિદ્યાલય**-અમદાવાદ મહિલા વિદ્યાલય સ્થપાયા

પછી થોડાજ સમયમા સુરતમા પણ મહિલા વિદ્યાલય સ્થપાયું. તેની સ્થાપનામા મુખ્ય ભાગ ર. છગનલાલ કીકાદાસ મોદીએ લીધો છે તે વડોદરા રાજ્યના પેન્શનર છે વડોદરામાં તેમણે કેળવણી ખાતામા કામ કર્યું હતુ તે સમયે પણ "પુત્રી શિક્ષા" નામનું પુસ્તક લખી તેમણે સ્ત્રી કેળવણી પ્રત્યેની પોતાની લાગણી બતાવી આપી હતી. સ્ત્રી કેળવણીના વ્રતધારી સ્વ. ભાઈ અમૃતલાલ દાણી તથા તેમના મિત્રમંડળે આ સસ્થાના વિકાસમા અગત્યનો ફાળો આપ્યો હતો.

**શ્રી. લા. ઉ. ગુજરાત મહિલા પાઠશાળા અમદાવાદ:—** સુરત તથા અમદાવાદના મહિલા વિદ્યાલયો પૂનાની પ્રો. કર્વેની "ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ" સાથે જોડાયા છે આ શાળાઓમાથી પ્રાવેશિક પરીક્ષા પાસ કરી આગળ અભ્યાસ કરનાર વિદ્યાર્થીનીઓ અમદાવાદની મહિલા પાઠશાળામા દાખલ થઇ શકે છે. તેમા ત્રણ વર્ષ અભ્યાસ કરી વિદ્યાર્થીનીઓ જી એ (ગૃહીતાગમા) ની પદવી મેળવે છે પાઠશાળાની વ્યવસ્થા "ગુજરાતી સ્ત્રી કેળવણી મંડળ" ના હાથમા છે. સૌ. વિદ્યાગૌરી નીલકંઠ મંડળના મંત્રી તરીકે તથા પાઠશાળાના માનાર્હ આધ્યાપક તરીકે આરમા રેહીને કામ કરી રહ્યા છે પાઠશાળામા હાલ લગભગ પચાસ વિદ્યાર્થીનીઓ અભ્યાસ કરે છે અત્યાર સુધીમા ૨૨ બ્હેનો જી એ ની પદવી લઈ બહાર પડયા છે અને એક બ્હેને અંગ્રેજી નો વિષય લઈ પી એ (મુંબાઇ યુનિવર્સિટીનીના એમ. એ. જેવી) ની પદવી પ્રાપ્ત કરી છે તેમાથી ઘણીખરી બ્હેનો માધ્યમિક તથા એક ઉચ્ચ સ્ત્રી શિક્ષણનું કામ કરી રહેલ છે. બહારગામની બ્હેનો માટે શહેર બહાર સ્વચ્છ હવામા પાઠશાળાના અગાઉના પ્રિન્સિપાલ મિસ ભાગવતે સ્થાપેલ કન્યા છાત્રાલયની સગવડ છે.

વડોદરામાં પણ કેટલાક સમયથી આ પ્રકારની પાઠશાળા સ્થાપવામા આવી છે

ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ:–મુંબાઇની ગુજરાતી હિંદુ સ્ત્રીઓને માટે શિક્ષણના વર્ગો ચલાવવા તથા આપણાના અને આનંદ વિનોદના મેળાવડાઓ કરવાના હેતુથી મુંબાઈમાં ખાસ કરીને સ્વ. ગોકળદાસ કહાનદાસ પારેખના પ્રયાસને લીધે આ મંડળ સને ૧૯૦૩ માં સ્થપાયું. ઘણાં વર્ષ સુધી મંડળના પ્રમુખનું કામ સ્વ. જમના બ્હેન સકકઇએ કર્યું હતુ. સ્વ. જમના બ્હેને ઉચ્ચ કેળવણી લીધી ન હતી. છતાં તેમનું જ્ઞાન અને વ્યહેવારકુશળતા પ્રશંસનીય હતા. દુષ્કાળના સમયે ગુજરાત, કાઠીઆવાડના ગામડાઓમાં ફરી જમના બ્હેને ગરીબોને ઘણી મદદ આપી હતી. તેમના પરોપકારી કાર્યોને લીધે તેમને "જમના મૈયા'નું નામ આપવામા આવતું હતુ. આ મંડળે હિંદના દાદા, દાદાભાઇની જયંતિ ઉજવવાની શરૂઆત કરી હતી. કાઠીઆવાડમા ભાવનગરમા આ મંડળની શાખા છે.

આ સિવાય સ્વ. મલબારી અને સાધુપુરુષ દયારામ ગીદુમલના પ્રયાસથી ૧૯૦૯ મા સ્થપાયેલ મુંબઇનું 'સેવા સદન", ગ. કરસનદાસ ચીતલિયા સ્થાપિત "ભગિની સમાજ" વગેરે. સંસ્થાઓ સ્ત્રીઓની ઉન્નતિ માટે પ્રયાસ કરે છે.



## પ્રકરણ ૬ ઠું : પ્રકીર્ણ

કાઠીઆવાડના રાજાઓ તથા વડોદરાના નામદાર ગાયકવાડે સંસાર સુધારાના કામને મદદ કરવા નોંધ લેવા જોગ પ્રયાસો કર્યા છે.

**દેશી રાજાઓ**

ભાવનગરના મહારાજા સ્વ. ભાવસિંહજી સુધારાના હિમાયતી હતા. તેમણે રાજ્યમાં દારૂની સખ્ત બંધી કરી હતી. તેમનાં રાણી સ્વ. નંદકુંવરબા ઓઝલ પાળતા ન હતા. મર્હુમ રાણી સાહેબ છેલ્લી લડાઇ દરમ્યાન "બ્રિટીશ અને હિન્દી વિક્રમ" નામે અઠવાડિક પત્ર પ્રસિદ્ધ કરતા હતા.

વડોદરાના મહારાજા સર સયાજીરાવે પ્રાંતમાં સુધારો દાખલ કરવા માટે સ્તુત્ય પ્રયાસો કર્યા છે. તેમણે સને ૧૯૦૪ માં બાળલગ્ન નિષેધનો કાયદો પસાર કરી ૧૨ વર્ષથી નાની છોકરી તથા ૧૬ વર્ષથી નાના છોકરાનાં લગ્નની બંધી કરી. વડોદરાના મહારાણી ચીમનાબાઇએ યુરોપ વગેરે પ્રદેશોમાં પ્રવાસ કર્યો છે. તેમણે The position of women in India એ નામનું પુસ્તક લખ્યું છે.

સ્ત્રીઓના કરતાં પણ વધારે દલિત સ્થિતિ આપણી સમાજમાં અંત્યજોની છે. આજકાલ તો અસ્પૃશ્યતારૂપી રાક્ષસ છેલ્લા શ્વાસ લઇ રહ્યો છે, એટલે તેના પર રસ્તાનો ચાલનાર પણ પથ્થર ફેંકતો જાય છે. પણ એ રાક્ષસ જ્યારે પૂર જોરમાં હતો ત્યારે તેના પર પ્રથમ પ્રહાર કરવાની હિમ્મત મરહૂમ બહાદુર સર સયાજીરાવ ગાયકવાડે કરી હતી.

ગુજરાતના મમાર સુધારાની હિલચાલમા અત્યજોદ્ધારનો પ્રશ્ન લગભગ છેલ્લો દાખલ થયો એમ કહી શકાય. કોઇ મનુષ્યને અસ્પૃસ્ય માનવા તે ખોટું છે એવા વચનો તો આપણાં પ્રાચીન કાવ્યોમા પણ મળી આવે છે. વળી દુર્ગારામ મહેતાજીએ અસ્પૃસ્યતા વિરુદ્ધ પોતાના વિચારો સ્પષ્ટ અને દૃઢ રીતે બતાવ્યા છે, છતા અસ્પૃશ્યના નિવારણ અને અંત્યજોદ્ધાર માટે સક્રિય હિલચાલ તો સર સયાજીરાવ ગાયકવાડે શરૂ કરી એમ કબુલ કરવુ જોઇએ. ત્યાર પછી મહાત્મા ગાધીજીએ આ પ્રશ્નને આખા હિંદનો બનાવી દીધો અને તેની તરફેણમા લોક લાગણીને ખૂબજ વાળી લીધી.

**અંત્યજોદ્ધાર**

વડોદરામા ૧૮૮૩ થી અસ્પૃશ્યો માટે જુદી શાળાઓ ખોલવાનો આરંભ થયો ૧૮૮૮ મા સાત અને ૧૮૮૭ મા દશ શાળાઓ થઇ. શરૂઆતમા હિંદુ શિક્ષકો મેળવાનું અશક્ય હતુ તેથી મુસલમાન શિક્ષકો રાખીને આ શાળાઓનું કામ શરૂ કરવામા આવ્યુ હતુ અંત્યજોમાં ધાર્મિક શિક્ષણનો ફેલાવો થાય તે માટે તેમના પુરોહિતોને શિક્ષણ આપવા માટે એક સંસ્કૃત પાઠશાળા ઉઘાડવામા આવી અને ભણનારને માસિક આઠ રૂપિયા સ્કોલરશીપ આપવાનુ ઠરાવવામા આવ્યું. એક અંત્યજ ભાઇને વડોદરા રાજ્યની ધારાસભામા પણ સભ્ય તરીકે નીમવામાં આવ્યા ૧૯૧૧ મા વડોદરામા શિક્ષણ ખાતામા ૨૦૦, લશ્કરમા ૧૯, મ્યુનિસિપાલીટીમા ૧૦, પોલીસ ખાતામા ૭, સર્વે ખાતામાં ૩, અને બીજાં ખાતાંઓમાં ૩ મળી એકંદર ૨૪૨ અસ્પૃશ્ય ભાઇઓ સરકારી નોકરીમા હતા. વડોદરા કોલેજમા અંત્યજો માટે સ્કોલરશીપ છે. અંત્યજોના એક આગેવાન ડૉ. આંબેડકરને અમેરિકા મોકલી પીએચ. ડી. થવાની જોગવાઇ સર સયાજીરાવ ગાયકવાડે જ કરી આપી હતી આ બધી પ્રવૃત્તિમાં તેમને લોકોની ટીકા અને વિરોધ મોટા પ્રમાણમાં સહન કરવો પડયો હતો

જ્ઞાન પ્રચાર માટે પણ ગાયકવાડે સ્તુત્ય પ્રયાસો કર્યા છે તેમા ફરજીયાત કેળવણી અને લાયબ્રેરીઓની યોજના ખાસ સમજાવવા લાયક છે ૧૮૯૩ મા વડોદરા રાજ્યમા ફરજીયાત અને મફત પ્રાથમિક શિક્ષણ આપવાની શરૂઆત કરવામા આવી પહેલા તે થોડા ભાગમાજ દાખલ કરવામા આવી હતી, અને ધીમે ધીમે જેમ લોકમત કેળવાતો ગયો તેમ નવા નવા પ્રદેશોમા તેનો અમલ કરવા માડયો ૧૯૧૧ સુધીમા રાજ્યના કુલ ભાગમા ફરજીયાત કેળવણી દાખલ કરવામા આવી હતી

**બે ઉત્સવો**

આપણા દેશમા સામાજિક ઉન્નતિની હિલચાલ શરૂ થઇ તેજ સમયની લગભગમા ‘સ્ત્રી બોધ” માસિક પત્ર શરૂ થયુ હતુ ૧૯૦૮ મા સ્ત્રી બોધને પચાસ વર્ષ થયા તે પ્રસંગે સ્ત્રી બોધ અને સામાજિક ઉન્નતિની જ્યુબિલી ઉજવવાનો ઠરાવ મુબઇના કેટલા પ્રસિદ્ધ સુધારકોએ કર્યો, અને તે ઉત્સવનો કાર્યક્રમ ઘડયો. આ પ્રસગે સામાજિક ઉન્નતિના વિષયો ઉપર જુદા જુદા વક્તાઓ પાસે ભાષણો કરાવવા, અભ્યાસ કરતા છોકરા છોકરીઓ પાસે હરિફાઇના નિબધો લખાવવા, તેમની પાસે સભાષણો કરાવવા વગેરે યોજના કરી મુબાઇની આ યોજનાને અનુસરીને અમદાવાદની સંસાર સુધારા સમાજે પણ આ મહોત્સવ ઉજવ્યો હતો તેમા ચાર પ્રસગોનો કાર્યક્રમ રાખવામા આવ્યો હતે.

તા. ૩-૮-૧૯૦૮ ને સોમવારે ભોળાનાથ લેડીઝ ઇન્સ્ટીટયુટમા સ્ત્રીઓની સભા રાખવામા આવી હતી અને તેમા શ્રીમતી વિદ્યાગૌરી નીલકંઠે ‘સ્ત્રીઓની સાંસારિક સ્થિતિ તથા તેમની ઉન્નતિના સાધન ’ એ વિષય ઉપર ભાષણ આપ્યુ હતુ આપણા દેશમા કન્યા તરીકે, માતા તરીકે અને પત્ની તરીકે સ્ત્રીઓની સ્થિતિ જોઇએ તેવી નથી એવુ ભાષણ પૂર્વે તેમણે દર્શાવ્યુ હતુ છોકરી જન્મે એટલે તેને પથરો માનવામા આવે છે તેને યોગ્ય સભાળતથી ઉછેરવામા આવતી

નથી અને તેને કેળવવાની કોઇને દરકાર નથી, કારણ તે તો પારકે ઘેર જવાની છે ને ? પત્ની તરીકે જોઇએ તો સંયુક્ત કુટુંબમાં સાસુ નણંદો વહુઆરૂઓને ઘણો ત્રાસ આપે છે. પતિ પાસે પત્નીની કાઇ ગણના નથી માતા તરીકે સ્ત્રીની પદવી કાંઇક વધે છે. પણ અજ્ઞાન, વહેમી, કંકાસીયણ માતા તરફ બાળકોને સાચી લાગણી થતી નથી. વળી વિધવાઓની સ્થિતિ તો ઘણી જ દયાજનક છે. ભાષણના ઉત્તર ભાગમાં આ દુર્દશા સુધારવાના ઉપાયોની સુચના કરવામાં આવી છે. તેમાં યોગ્ય રીતેજ પ્રથમ સ્ત્રીશિક્ષણને ગણાવ્યું છે. સ્ત્રીઓની દશા સુધારનાર આ મુખ્ય સાધનની પછી સ્નેહલગ્ન, બાળલગ્નની બંધી અને સ્ત્રીઓના આર્થિક સ્વાતંત્ર્યની ભલામણ કરવામા આવી છે.

તા. ૧૦-૨-૧૯૦૮ ને સોમવારે મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનીંગ કોલેજમાં અમદાવાદની સર્વની લગભગ ૧૫૦૦ કન્યાઓને ઇનામ આપવાનો ભવ્ય મેળાવડો ઉત્તર વિભાગના કમિશનરના બાનુ મિસિસ એટકીન્સના પ્રમુખપણા નીચે કરવામા આવ્યો હતો, અને રા. બ. લાલશંકર ઉમિયાશંકરે સ્ત્રી કેળવણી તથા ગુજરાતના સંસાર સુધારાનો ટુંક હેવાલ વાંચ્યો હતો. અમદાવાદમાં સ્ત્રી કેળવણીની જુદી જુદી સંસ્થાઓની સ્થાપના કેવી રીતે થઇ તે દર્શાવી તેમણે પચાસ વર્ષમા થયેલ સુધારાના કામોની ઉંડી તપાસ કરી છે. સમાજ સુધારાની મુખ્ય બાબત જ્ઞાતિ વ્યવસ્થા ઉપર બોલતા તેમણે કહ્યું હતું, "હિંદના સઘળા પ્રાન્તોમાં ગુજરાતમા પુષ્કળ જ્ઞાતિઓ અને પેટા જ્ઞાતિઓ છે, જેથી ઘણી સંસારી અગવડો નડે છે કેટલીક જ્ઞાતિઓમાં કન્યાઓની અછત હોવાથી કન્યાઓ મોઘા મૂલે વેચાય છે અને કન્યાઓને તેઓની ભવિષ્યની જીંદગીના સુખ સાધનોની દરકાર વગર પરણાવવામાં આવે છે. કેટલીક જ્ઞાતિઓમાં તો મોટા ખર્ચે પણ કન્યા મળવી અસંભવિત હોય છે, અને પરિણામે કોળી અને કણબીની કન્યાઓને વાણીયા બ્રાહ્મણની કન્યા તરીકે પરણાવવામાં

આવે છે. કન્યાની અછતથી કેટલીક જ્ઞાતિઓનો અંત સમય આવી પહોંચ્યો છે.[1] આ બીનાથી ઘણા જ્ઞાતિ વિભાગોનાં દુઃખો તરફ પ્રજાનું ધ્યાન ખેંચાયું છે. અને પેટા જ્ઞાતિઓ કે જેમાં ખાવા પીવાની છોછ નથી તેમાં લગ્ન થવા માંડયા છે." હલકી જ્ઞાતિની કન્યાઓને ઉંચી જ્ઞાતિઓમાં પરણાવી દેવાના પ્રસંગો, આ શબ્દો લખાયા પછીના અત્યાર સુધીનાં પચ્ચીશ વર્ષમાં ઘણાજ વધી ગયા છે, તે વર્તમાન પત્રો વાંચનારાઓથી અજાણ્યું નથી. પણ સ્વ. લાલશંકરે પેટા જ્ઞાતિઓના એકીકરણની જે વાત કરી છે તેનું તો લગભગ કાંઈજ થયું નથી, પણ તેથી ઉલટું પહેલાં જ્યાં લગ્ન થઈ શકતાં ત્યાં પણ એકજ જ્ઞાતિ છતાં મેશ્રી અને શ્રાવક જેવા ધર્મના ભેદોને લીધે અને પેટા ગોળોને લીધે લગ્નની બંધી થઇ છે.

તા. ૨૪-૨-૦૮ ના ત્રીજા પ્રસંગે સ્વ. રમણભાઇ નીલકંઠે 'સંસાર સુધારાની પદ્ધતિઓ"એ વિષય ઉપર ભાષણ કર્યું હતું. સ્વ. રાનડેએ ગણાવેલ સુધારાની પદ્ધતિઓ[2] ઉપર આ ભાષણમાં સુંદર ભાષ્ય રચવામાં આવ્યું છે. આ ભાષણ પછીના દિવસે શ્રી આનંદશંકર બાપુભાઈ ધ્રુવે "નારી પ્રતિષ્ઠા એ વિષયનું ઐતિહાસિક દર્શન" નામનું વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાન વાંચ્યું હતું.

આજ વર્ષમાં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને સ્થપાયે ૬૦ વર્ષ થયાં તેની યાદગીરીમાં સોસાઇટીનો હીરક મહોત્સવ ઉજવવામાં આવ્યો હતો. તે પ્રસંગે ગુજરાતના પ્રસિદ્ધ વિદ્વાનોએ ગુજરાતી ભાષા અને સાહિત્ય વિષે ઉપયોગી ભાષણો કર્યાં હતાં અને સોસા-યટીએ ગુજરાતી ભાષાનો કોશ અને ૬૦ વર્ષના સાહિત્યનો ઇતિહાસ લખાવવાની યોજના કરી હતી.

---

૧ જુઓ પરિશિષ્ટ ૧

૨ જુઓ પાનું

આ નામની એક સંસ્થા મુંબઈમાં વર્તમાન સદીની શરૂઆતમાં સ્થાપનામાં આવી હતી. તેના કાર્યવાહકોના

**આર્યન બ્રધરહુડ** મ૦ નાગવણુ ગણેશ ચંદાવરકર અને શ્રી દફતરી સોલીસીટર મુખ્ય હતા. તેમાં ફકત

હિંદુ કોમનાજ સભાસદો હતા, અને તે મોટે ભાગે ધનિક વર્ગના હશે એમ તેની ૨૫) રૂપીઆનો પ્રવશક ફી ઉપરથી ધારી શકાય તેનો ઉદ્દેશ તેના નામ પ્રમાણે આર્યોમાં પરસ્પર ભ્રાતૃભાવ વધારવાનો હતો. ૧૯૧૦ મા તે સંસ્થા તરફથી મુંબાઇમાં સમસ્ત હિંદુ કોમ, બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર મળીને સૌએ એકજ પંક્તિએ બેસીને એક રૂપીઆની ફીથી પ્રીતિ ભોજન કર્યું હતુ. આની સામે સંરક્ષક મતના પત્રોએ સામાજિક બંડ સમાજદ્રોહ વગેરે ચોડાવનાર મથાળા નીચે જબરો કોલાહલ મચાવ્યો હતો. આવોજ બીજો પણ કોલાહલવતો પ્રસંગ તે અરસામાં ઉત્પન્ન થયો હતો.

સને ૧૯૧૮ મા પૂનામાં મળેલી પ્રાન્તિક સંસાર સુધારા પરિષદમાં સર્વજ્ઞાતિના સુધારકોનું એક પંક્તિએ ભોજન કરવામાં આવ્યુ. તેમાં ગુજરાતી પ્રતિનિધિઓએ જુજ સંખ્યામાં ભાગ લીધો હતો અને લગભગ તે સર્વ અગ્રેસર સુધારકો જ હતા. તોપણ આ બનાવથી જુના મતના છાપાવાળાઓ ખુબ જ ઉશ્કેરાઇ ગયા હતા અને કેટલીક ગરમાગરમ તકરારો છાપાઓ વચ્ચે ચાલી હતી.

આજ વર્ષમાં ગાંધીજી દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહ કરી અમુક અંશે વિજય મેળવી સ્વદેશ આવ્યા. તેમણે

**અત્યજ સ્પર્શનો** "અમદાવાદમાં સત્યાગ્રહાશ્રમ" નામની સંસ્થા

**એક બનાવ** સ્થાપી આ સંસ્થાદ્વારા તથા મહાત્માજીના પોતાના ભાષણો તથા લખાણો દ્વારા સંસા-

સુધારાને ઘણોજ ટેકો મળ્યો છે. પણ તેમના સંગ એવુ નવીન પ્રસંગનુ અને એટલું મ'

# પરિશિષ્ટ

[ ગુજરાતમાં અત્યાર સુધીમાં કન્યાની અછત અને બીજાં કારણોને લીધે ઘણી નાની નાતો નાબૂદ થઇ ગઈ છે. અભ્યાસની દૃષ્ટિથી ઘણા રસિક પણ વિચાર કરતાં અત્યંત શોકજનક આ વિષય સ્વતંત્ર ચર્ચા માગી લે એટલો વિશાળ અને મહત્વનો છે એટલે અહિં કેટલાક વર્ષો પહેલાં આ લખનારે પોતાની જ્ઞાતિ વિષે કેટલીક માહિતી એકઠી કરી હતી તેનો થોડો ભાગ, દિશા સૂચનના ઉદ્દેશથી પરિશિષ્ટ રૂપે રજુ કર્યો છે ]

**ઓસરતો સાગર**

ગુજરાતની બ્રાહ્મણ જ્ઞાતિઓમાં સંખ્યામાં સૌથી વધીઆતી ઔદિચ્ય જ્ઞાતિ છે. તેથીજ તેને "સાગર જ્ઞાતિ" કહેવામાં આવે છે પણ સર્વ રૂપકોની માફક આ રૂપક પણ બધી રીતે લાગુ પડી શકે તેમ નથી. કુદરતનો ક્રમ એવો નિયમિત છે કે સમુદ્રને વર્ષ દરમ્યાન સૂર્ય જેટલો શોષે છે, તેટલો ચોમાસામાં વરસાદ તેને પાછો ભરી દે છે પણ ઔદિચ્ય જ્ઞાતિ રૂપી સાગર મરણથી જેટલો સુકાય છે, તેટલો જન્મથી પુરાતો નથી

છેલ્લાં ત્રીસ વર્ષમાં આ જ્ઞાતિમાં થયેલ મોટો ઘટાડો વસ્તી પત્રકના નીચેના આંકડાઓ ઉપરથી દેખાય છે —

| સને | ઔદિચ્યો |
|---|---|
| ૧૮૯૧ | ૨ ૦૪ ૬૦૮ |
| ૧૯૦૧ | ૧ ૭૮,૦૫૮ |
| ૧૯૧૧ | ૧,૬૦,૭૪૦ |
| ૧૯૨૧ | ૧ ૫૩ ૬૦૫ |

આ પ્રમાણે ત્રીસ વર્ષમા ઔદિચ્ચોની સખ્યામા પચાવન હજારનો ઘટાડો થયો છે, અને તે મૂળના પોણા ભાગ જેટલી થઇ ગઈ છે આ પ્રમાણેજ ઘટાડો ચાલુ રહે તો આફ્રિકામા સાગર સુકાય ને મહગર મન્યુ, તેવીજ આ જ્ઞાતિની સ્થિતિ પણ કદાચ સો વર્ષે થઈ જાય

વસ્તીનો આ પ્રમાણે ચાલુ ઘટાડો થતો રહેવાનુ મુખ્ય કારણ ફરજીયાત કુમારપણુ છે.

સને ૧૯૨૧ ની ૧,૫૩,૬૦૫ વસ્તીમાથી ૭૮,૮૪૮ પુરુષો અને ૭૪૭૫૭ સ્ત્રીઓ હતી એટલે પુરુષો કરતા ૪૦૯૧ સ્ત્રીએ ઓછી હતી અને તેથી એટલા પુરુષોએ ફરજીયાત કુમારા રહવાનુ, પણ આ આકડો બસ નથી સ્ત્રીઓની જે સખ્યા આપી છે તેમા કુમારિકા સધવા અને વિધવાનો સમાવેશ થાય છે એટલે તેમાથી વિધવાએની સખ્યા બાદ કરી જોઇએ આખી જ્ઞાતિમા કેટલી વિધવાઓ છે તેની સખ્યા મળી શકતી નથી, પણ ગુજરાતના સુરત, અમદાવાવાદ ખેડા પચમહાલ અને ભરૂચ એ પાચ જીલ્લાઓના આકડા મળી શકે છે બીજા ભાગોની સ્થિતિનો ખ્યાલ આ પરથી આવી જશે એમ ધારુ છુ, કેમકે તેમની સ્થિતિ આનાથી જુદી જાતની હોય એમ માનવાનુ કાઈ કારણ નથી આ ખાલસા મુલકમા ૩૫૩૨૩ ઔદિચ્ચો છે તેમની લગ્ન સબધી સ્થિતિ નીચે પ્રમાણે છે –

| | વસ્તી | કુવારા | પરણેલા | વિધુર–વિધવા |
|---|---|---|---|---|
| પુરુષ | ૧૮,૯૦૧ | ૮,૯૪૧ | ૮,૨૦૩ | ૧૭૦૪ |
| સ્ત્રી | ૧૬,૪૨૨ | ૪,૩૭૬ | ૭૪૨૮ | ૪,૬૧૯ |

આ આકડાઓ જોતા માલુમ પડશે કે જેટલા પુરુષો કુવારા છે તેના અરધા કરતા પણ ઓછી સ્ત્રીઓ ( કન્યાઓ ) કુવારી નથી, પણ, આ કુમારાઓની અદર વિધુરોની સંખ્યા ભેળવવી જોઇએ,

